જીમા દીયા? કનસટ કેસા હોતા હે? મેને કભી ચખા નહીં, વો ક્યું નહીં રખા?

મધુર૦—કનિષ્ટ નામનું કોઇ ભોજન નથી! કનિષ્ટ ભોજન એટલે હલકા પ્રકારનું ભોજન (સ્વગત) હાય, હાય, આવો મુર્ખ!! કનિષ્ટ શબ્દનો અર્થ માલમ નથી કહેછેજે કનસટ ભોજન કેવું છે! તેની સાથે યારી! બાઈ તુંને ધિક્કાર છે!

સુ૦-અશ્વપાલ—ક્યું મધુમદી, ક્યા બડબડતી હે, કુછહે?

મધુર૦—કાંઇ નથી, સુબેલેરજી, (જરા હિંમત ધરીને) તમારા એક રૂપપર બાઇ આશક છે; બાકી તમારામાં અકલ નથી. કનીષ્ટ શબ્દનો માયનો તમને માલમ નથી!!

સુ૦-અશ્વપાલ—મેરે માયનેકી કુછ જરૂર નહિં હે! કુછ હમારે લડકેકું થોરે પઢાનાં હે!

મધુર૦—(સ્વગત) વળી મીજાજ જશે! બોલવું નહિં, સુબેલેરજી એતો હું સેહેજ હાંસી કરૂંછું!

સુ૦-અશ્વપાલ—(જરા હસીને) વાહ! હાંસીતો અપની બાઈ ભી કરતી હે!

મધુર૦—(અપની બાઇ સાંભળી મનમાં હસેછે) હવે જલદી ચાલો, નહિંતો ગરમાગરમ ભોજનની લીજત નહીં રહે.

સુ૦-અશ્વપાલ—ગરમાગરમી નહીં હોવે તો યહ ચાબુક કીધર ગયા હે! મેરા ચાબુખ, ઓર પીંગલેકી પીઠ!

મધુર૦—બહુ સારૂં, ત્યારે જલદી ચાલો.

સુ૦-અશ્વપાલ—ચલીજા, આતાહું.

(દાસી જાય છે ને પછી અશ્વપાલ પછવાડેથી જાયછે.)



# પ્રવેશ ૪ થો.

### વિચાર ભુવન.

ભર્તૃહરી—(ફળ હાથમાં લઇ સ્વગત વિચારે છે.) અહાહા! આ એક ચમત્કારી ફળ હોય, એવું એની આકૃતિજ કહી આપેછે,

કેમકે મેં આગળ હજારો ફળ અનેક દેશોમાંથી મંગાવી ખાધાં છે; પણ તેમાંથી કોઇ આને મળતું નહોતું. અરે! જણાયછે તો દેવી ફળ! હવે ગમે તેમ હોય, પણ એ પ્રાશન કોણે કરવું તેનો વિચાર કરવો! જો હું એ ફળ ખાઇ અમર થાઊં તો મારા જીવનની દોરી મારી પ્રાણપ્યારી જે પિંગળા, કે જેનો ક્ષણનો વિયોગ પણ મને અતી દુઃખદાઇ થાયછે; તેને સર્વ જગતને ભક્ષ કરનારો કાળ જે દિવસ ભક્ષ કરી ચાલ્યો જાય, તે પછી મારી શી ગતી! ત્યારે મારૂં જીવવું નિરર્થક થાય! કેમકે સુખમાં જીવવું એજ જીવવું કહેવાય! દુઃખમાં હજાર વર્ષ જીવવું તે કરતાં સુખની એક ક્ષણ તે ઉત્તમ ગણાય છે; તો આ ફળ ખાઇ પ્રાણપ્યારી પિંગળાનું વિયોગદૂખ ગ્રહણ કરી લેવું એ વિના બીજી મુર્ખાઇ કઇ કહેવાય! માટે આ ફળતો એ પ્રેમદાનેજ આપવું, કે જે તે ખાઈ એક રાજ લક્ષ્મિરૂપ મહા સૌંદર્યવાન સતી રૂપરત્ન આ પૃથ્વીમાં કાયમ રહેશે! તથા જેનાં રૂપ યૌવનની કાંતિ ન કરમાતાં સદનંતર મને ચક્ષુવિષય તથા ભોગવિષયમાં સુખદાયક થશે! (વળી વિચારેછે) પણ મારા મૃત્યુ પછી એનું શું થવાનું! (પોતાના મનને) હે મન! કાંઇ વિચાર કર્યો! અરે! તેતો પછવાડે ઝુરી ઝુરીને દીવસ કાઢવાનીજ! પણ જે દુઃખ ટાળવા હું સમર્થ નથી તેનો વિચાર કરવો વ્યર્થ છે! માટે ચાલ. અંતઃપુરમાં જઇ પ્યારીને મળું, તથા આ અમુલ્ય નવી વસ્તુ ભેટ આપું. (એમ કહી અંતઃપુરમાં જાયછે.)

## પ્રવેશ ૫ મો.

### સ્થળ-પિંગળાનો રાજમેહેલ.

પિંગળા, મધુરવંદતી, અશ્વપાલ, ને પછી ભર્તૃહરી પ્રવેશ કરે છે.

પિંગળા—[સ્વગત] અહાહા! હજીસુધી મારો યાર અશ્વપાલ કેમ આવ્યો નહીં! દાસી છે નિતિ વચન બોલનારી, કાંઇ નહિ ને કાંઇ કહ્યું હશે! આજ રોજ દાસીને સ્પષ્ટ કહી દેવું છે કે તારે

એક પણ શબ્દ એની મરજી વિરૂદ્ધ ન બોલવો; જેમ એ પ્રસન્ન થાય એમજ કરવું; રાત હોય, વરસાદથી જમીનપર કાદવ હોય તો તારી પીઠપર બેસાડી એને લાવવો. (જરા વિચારી) રખેને રીસ ચડી હોય, ગઇ કાલે એનું એમ કહેવું હતું કે મારી બત્તી ફાટી ગઈ છે; માટે નહીં આવું, તો રાજાએ મુને નવ લાખની જે જરીયન સાડી આપી છે; તે આજ એને આપવી, કેમકે એનાથી જે સુખ વિલાસની મોજ મળે છે તેનો એક શતાંશ પણ બદલો આપણાથી વળે તેમ નથી.

મધુર૦—[પ્રવેશ કરીને] બાઇસાહેબ, આપના યાર અશ્વપાલજી આવે છે.

પિંગળા—દાસી જ્યારે તું ગઇ ત્યારે એ શું કરતો હતો? ને કાંઇ બોલ્યો?

મધુર૦—બાઇસાહેબ, એને મીજાજ ઘણો છે; મેં કહ્યું કે કનિષ્ટ ભોજન રાજનને જમાડી દીધાં, અને સારાં સારાં તમારે માટે રાખ્યાં છે; તો એણે ગુસ્સે થઇ કહ્યું કે કનસટ મેં ચાખ્યાં નથી, તે મારે માટે કેમ ન રાખ્યાં? એવો નિરક્ષર! ફકત રૂપ અને શરીરથી તૈયાર છે!

પિંગળા—એતો હું બધું સમજુ છું;આપણે એની વિદ્યાનું શું કામ છે!

(એટલામાં અશ્વપાલ પ્રવેશ કરે છે.)

સુ૦-અશ્વપાલ—(આવી પિંગળા રાણીની જોડે ચડી બેસી ગળામાં હાથ નાંખીને) કયું, પ્યારી. તબીયત તો અચ્છી હે?

પિંગળા—હા, મારી તબીયત સારી છે; તમારી તબીયત કેમ છે? કેમ આજ વાર લાગી!

સુ૦-અશ્વપાલ—મેંને નવ બજે તલક તેરી દાસીકી રાહા દેખી, મગર મધુબદી આઇ નહીં; ફેર મેં બીછાનાપર લોટ ગયા; કુછ થોડી બોત નિંદ આને લગી, તબ તેરી દાસીને આયકે મુઝે જગાયા; ફેર મેરી તબીયત તો તેં જાનતી હે!

પિંગળા—એ તો હું ઘણી સારી રીતે જાણુંછું; તમારી તબીયત જાય, ત્યારે તમે કોઇના નહિં; પણ દાસીએ કહ્યું કે ભોજનની

વાત કરી તેમાં આપનો મીજાજ ગયો એ શું ?

સુ૦-અશ્વપાલ—હાં વો તો કુછ કનસટ કનસટ કરને લગી, ક્યા જાને કે કનસટ કેસા હોતા હે, ઔર ઉસકા માયના બોલો; સો હમારે માયનાકી ક્યા જરૂરથી, હમારે કુછ લડકેકું થોરે પઢાનેહે, ! હમારે તો (વળી ગળામાં નાંખીને) બસ એક તુઝે પઢાની હે ! ક્યું સચ કે જુઠ ?

પિંગળા—તમે જુઠું ક્યારે બોલો છો ? તમને તો બધી વિદ્યા આવડે છે. એ તો તમે જાણી બુજીને દાસીને એમ કહ્યું હશે ! કેમ?

સુ૦-અશ્વપાલ—[ફુલાઇને] હાં, વોતો મેને જાન બુજકે કહાથા; [પોતે હુશીયાર છે એવું દેખાડવા] તેરી મરજી હોવે તો અભી એક દુહા બોલુ ?

પિંગળા—હા, હા, બોલો જોઇએ, પણ હળવેથી બોલજો.

સું૦-અશ્વપાલ—તબ સુન [કાને હાથ રાખીને] મૈં માશુક ઔર તૈં આશક તેરા મેરા જી એક.

પિંગળા—[વચમાં] એતો અશ્વપાલજી ભુલી ગયા, એમ શું કહો છો? એમ કહો કે મૈં આશક ઔર તુમ માશુક !

અશ્વપાલ—તબ તૈં મેરેપર આશક નહિં ક્યું ? મૈંજ આશક હુવા કે તેરી પાસ આતાહુ; તૈં મુઝે આશક કહેતી હે ?

મધુર—[વચમાં] બરાબર બાઇ સાહે અશ્વપાલજી માશુક ને તમે આશક, બાઇ, દુહોતો પુરો કરવા દો, પછી અર્થ બધો નિકળશે !

સુ-અશ્વપાલ—અર્થ ગર્થ સબ નિકલેગા; [ગુસ્સે થઇને] પિંગળા યહ તેરી મધુબદીકું અપની ઇશક બાજીકે વખ્ત ક્યુ પાસ રખતી હે ! રજા દે દે.

પિંગળા—એની કાંઇ હરકત નહિ. એ ક્યાં આજ નવી છે ? હજુ થોડી વાર છે, તમારો દુહો પુરો કરો, પછી રજા દઉ.

સુ-અશ્વપાલ—તૈં દો વચન સમઝી ? તો ફેર આગે બોલું; જીસકું દિલ દીયા, ઉસકુ અર્થ ગર્થ જો કુછ અપને જાનતે હૈં સો સબ બતાના ચાઇએ.

પિંગળા—[મનમાં હસીને] મોટી મેહેરબાની, સુખલેરજી બતાઓ.

સુ૦-અશ્વપાલ - સુન (કાને હાથ રાખીને)

તેં આશક ઓર મેં માશુક તેરા મેરા જી એક;
બાઇ તેરા દેદાર બિનાં, મુઝે ઘડી ન પરે ચેન;
પિંગળા, મુઝે ઘડી ન પરે ચેન.

મધુર૦—આહા હા! બાઇ સાહેબ! કેવા હાવ ભાવ કરે છે! કાનપર હાથ રાખીને દુહો કેવો લલકારે છે! તમારા આશક તો ઘણા હુશિયાર; બાઇ, કવાલ કેવી છે! અને દુહાના પ્રાસ પણ કેવા મળેછે!! ને માથે દોઢ પણ કેવી વાળી!!

સુ૦-અશ્વપાલ—(પ્રાસ શબ્દ સાંભળીને ગુસ્સે થઈ) ક્યું પિંગળા; યહ તેરી દાસી ફરાસ ફરાસ ક્યા કહતી હે? ક્યા કુછ હમ ફરાસકા કામ કરતે હે? ઝાડું નિકાલતે હે?

પિંગળા—નહિં નહિં. એતો ગરાસ કહેછે; કાંઇ યુક્તિ કરીને તમને ગરાસ અપાવશું સમજ્યાના?

મધુર૦—બાઇસાહેબ, જુઓ અકલના કેવા બારદાનછે!

સુ૦-અશ્વપાલ—(હવે સારૂ કહેછે એમ સમજી) ક્યું બારદાન નહિં હોવે! કેસે કેસે ઘોડે ફિરાતા હું! (મધુરવદંતીને) મધુબદ્દી, તેં બીચમેં મત બોલ; બારા ફટકા દીયાં બીન છોડુંગા નહિં, દેખલે, તેરી પીંગલાકી પીઠ; પરસુકે દીન બીડીકી તલબ અચ્છી નહિથી, સો કેસા ખેલ મચાયાથા!

પિંગળા—અશ્વપાલજી, આજ પાનબીડી, ભોજનબધું તૈયારછે મગાવું?

સુ૦-અશ્વપાલ—હાં મંગવાલા?

પિંગળા—[દાસી પ્રત્યે] દાસી, બધું આંહી લાવી હાજર કર.

મધુર૦—બહુ સારૂં બાઇસાહેબ [બધું લાવી હાજર કરેછે]

પિંગળા—હવે તું અંદર જા [એ સાંભળી એક ઓરડામાં જાયછે.]

સુ૦-અશ્વપાલ—દોસ, આજ એક ઓર મરજી હે!

પિંગળા—શું છે, બોલો?

સુ૦-અશ્વપાલ. આજ તો તેં મુઝે ખીલા, ઓર મેં તુઝે ખીલાઉં! બસબસ, દુનીયામેં ક્યા લે જાના હે! ખાનાં પીનાં ઓર મોજ કરનાં!

પિંગળા—મુખલીરજી, એમ તો કદી ન થાય; કેમકે હું રજપુતની પુત્રી ને તમે જાતના કોણ! વિચારી જુઓ! એમ કેમ થાય! ત્યારે તો હું વટલું!

સુ૦-અશ્વપાલ—ઇશકબાજીકે વખ્ત બીટલ નહિ જાતી; ઓર ખાનેમેં બીટલ જાતી હે ક્યું? પ્યારી, દીલ દીયા ફીર જાત ભાત કેસી? [વળી જે દ્રષ્ટાંત મુખમાં આવી ચડ્યું તે કહેછે] દેખ પ્રીત હેડી કીજીએ જેડો કંકણખાર! એસા દિલ મેંને તુઝે દીયા તો ફીર ખાનેમે ક્યા હરકત હે? તો બસ હો ચુકા મેં જાતા હું.

પિંગળા—ગુસ્સો ન કરવો યાર! તમારી સાથે જમવાનો લાગ ફરી ક્યારે મળવાનો હતો? સારૂં ત્યારે લો, [એમ કહી એક મોટો કોળીઓ તેના મોંમાં ઘાલેછે.]

સુ૦-અશ્વપાલ—બસબસ રખ, જી નિકલ જાયગા.

પિંગળા—જીવતો તમારો ને મારો સાથે નિકળશે; તે પહેલાં નહીં. સારૂં ત્યારે આ પાનની બીડી લો.

સુ૦-અશ્વપાલ—અચ્છા, લા [લીયેછે ને ખાતાંખાતાં વાત કરેછે] પ્યારી, મુઝે એક બડા ભારી દુઃખ હે!

પિંગળા—તમારે શું દુઃખ છે? જે હોય તે બેલાશક કહો, એક માલવપતિના તખ્તવિના જે જોઇએ તે હાજર કરૂં!

સુ૦-અશ્વપાલ—(ગળગળો થઇને) પ્યારી વો બડા ભારી દુઃખ હે; ઉનસે લીયે મેં તેરી પાસ બરાબર આશકતા નહીં ઓર સારા દીન અશ્વશાલામેં ગુજરતા હે. કભી આતા હું તોભી સાવધાન રહતા હું; ક્યું કે માહારાજ ભરથરી કે છોટે ભાઇ જો બીકમાદિત હે સો અશ્વશાલાકે ઉપરી હે; વો સબ બાતકી તજવીજ રખતે હે; ઓર બડે પ્રપંચી ઓર બડે હુંશીયાર હે. હમારે જેસે ફૂકડ લોગુંકા તો વો કાલ હે! ઉસકી હમેરે પર એસી સખ્તી હે કે નોકરીસે ઘડી એકકી ફુરસદ નહીં મીલતી. ઓર વો સારા દીન એસી ગુપ્ત બાતુકી શોધમેં રહતે હે. કભી આદમી ભેજતે હે, ઓર કભી આપ નિકલતે હે. ઉસકે હાથસેં કોઇ દીન મેં

મારા જાયેંગા, તેરેસેં કુછ ઇલાજ હોવે તો કર, પ્યારી! ૫હ બ-
ડી મુસીબત હે!!

**પિંગળા**—અરે યાર! તમારે મુસીબત એ મારેજ છે! તમારા જી-
વને કાંઇ જોખમ પહોંચે તો મારૂં જીવવું વૃથા છે. વિક્રમાદિત્યને
દુર કરવો એ મોટી વાત નથી! રાજા આ હવે આવશે ત્યારે
વાત કરીશ, અને વિક્રમાત્યને દેહાંત દંડની શીક્ષા ને તે નહીં
તો નિદાન દેશપાર તો કરાવીશ, પછી કાંઇ છે ? અહીં આવ-
તાં તમારે જરાપણ ડર ન રાખવો.

**સુ૦-અશ્વપાલ**-વાહ! પ્યારી! એસા હોવેતો તીનતીન વખ્ત આવેંગા.

નેપથ્યમાં.

( આસ્તે નિગાહ રોષન નજર રખો માહારાજ ઇત્યાદી શબ્દ
સંભળાય છે. )

**પિંગળા**—( એ સાંભળી ચકિત થઇને ) આ શું સંભળાય છે!
આજ વેહેલા કેમ!!

**મધુર૦**—( દોડતી આવીને ) બાઇસાહેબ, મહારાજ પધારે છે.

**પિંગળા**—( અશ્વપાલ પ્રતિ ) હા, અને પછી એ વાત જરૂર.

**સુ૦-અશ્વપાલજી**—( વચમાં ) અબ યે બાત છોડદે, ( ધ્રુજતો ) અ-
બ મેં ક્યા કરૂં ? ( સ્વગત ) રંડીને મોડા બુલાયા, ઓર અબ
મેરા કાલ આયા; ( ઉતાવળે ) મુઝે છુપાદે જીધર તીધર ?

**પિંગળા**—( ધીરજથી ) અશ્વપાલજી ગભરાઓ નહિં, મારી પાસે
બેઠાહો તો પણ શું થયું ?

**સુ૦-અશ્વપાલ**—( વ્યાકુળ થઇને ) તેં કુછ દીવાની બન ગઇહે ? ચ-
તુરાઇ એક બાજુ રખ; ઓર મુઝે બચાના હોય તો કુછ રસ્તા
બતાદે, કેહેતો તેરા બેટા!

**પિંગળા**—ચુપ, ચુપ, એ શું બોલોછો!! (દાસી પ્રતિ ) મધુરવદંતી
આને અંધારા દીવાનખાનામાં લઇ જઇ છુપાડી દે.

**સુ૦-અશ્વપાલ**—( દાસીને ) ચલ, માવડી' તાકીદસે ચલ.

**મધુર૦**—એ વખતે મીજાસતો બહુ કરતા હતા ને આવા ઢીલા કેમ
થઇ ગયા! અમારાથી પણ!

સુ૦—અશ્વપાલ—તેં જલદી ચલ; પીછે ઉધર બાતું કરેગે. (તે બંને જાયછે તેવાજ રાજા પિંગળાએ બારણું ઉઘાડયું કે પ્રવેશ કરેછે.)

પિંગળા—( પાયજામો રાજાનો ગાદી નીચે રાખીને. )

ભર્તૃહરી—કેમપ્રીયા આમ વ્યાકુળ કેમછું! આજ આવ્યોછું તો વેહેલો!

પિંગળા—પ્રાણનાથ, વેહેલા આવ્યા, પણ પરમદીન કરતાં આજ વધારે વાર લાગીછે!

ભર્તૃહરી—હા, તે ખરૂં પણ હવે કાજ રાજ કાંઇ કરતો નથી. બધું કામ સચીવને સોંપી દીધું છે. માત્ર કચેરીમાં દેદાર દેવા જાઉંછું એટલીવાર થાય તેમાં પણ તું વ્યાકુળ થઇ જાયછે, એ શું? અને તેં દ્વાર ઉઘાડયુ ત્યારે ડાબી તરફ એક ધોળું કપડું જોવામાં આવ્યું એ શું હતું?

પિંગળા—પ્રાણનાથ, એ આપને કહુંછું, પણ આજ આ પિંગળા તમારી નહોતી!!

ભર્તૃહરી—પ્રિયા, એવું શું કારણ બન્યું હતું?

પિંગળા—પ્રાણપતિ, આપ વિના એક ક્ષણ પણ મને કલ્પ સમ વિતેછે એ આપને માલમ છે તો આપ કચેરીમાં જ્યારે ગયા કે તુરત મારો જીવ જલ વિના મીનની માફક તરફડવા લાગ્યો, હર હમેશ આવું વિયોગ દુઃખ સહન કરવું તે કરતાં મરવું ઉત્તમ છે, એમ ધારી દ્વાર બંધ કરી મારો પ્રાણ ત્યાગ કરવા તત્પર થઇતી, પણ શોધતાં કોઈ શસ્ત્ર મળ્યું નહીં, વળી એમ વિચાર આવ્યો કે આત્મહત્યા કરવાથી શાસ્ત્ર રીતીએ પાપ લાગેછે; તથા ધર્મનો લોપ થાયછે, માટે હવે શું કરવું એવો વિચાર કરતી હતી એટલામાં ( કાઢીને ) આ આપનો પાયજામો કમાડ પાસે સામી ખીટીએ ટાંગેલો હતો તે બતાવીને) જે ધોળું વસ્ત્ર દાસીએ ત્યાં વાળતાં એણી તરફ ઉડવાથી આપની નજરે આવ્યું તે, મારી નજરે પડયો, એટલે ધાર્યું કે એ આપનું વસ્ત્ર આપનુંજ સ્વરૂપ છે.—

ભર્તૃહરી—(વચમાં) જેનું હૃદય શુદ્ધછે તેને એમજ છે? ને પછી—

પિંગળા—ત્યાર પછી એ તરફ એકાગ્ર વૃત્તિ રાખી જેમ આપ

શંકરનું ધ્યાન ધરોછો, ને માળા ફેરવોછો તેમ એ તરફ દ્રષ્ટિ રાખી, આપના નામનું સ્મરણ કરવા લાગી, માટે એ વજ્રધારથી આજ બચી, નીકર ઉપરના વિચારમાં આજ હું જીવવા વાળી નહોતી.

**ભર્તૃહરિ**—(સ્વગત) આહાહા! આવો નિર્મળ પ્રેમ જેનો મારાપર છે તેને જે અમૃત ફળ દેવા મેં વિચાર કર્યોછે તે યોગ્ય છે! (પ્રકાશ) પ્રિયા, જા પ્રતિજ્ઞા છે કે જેમાંથી તુને દુઃખ થાય તે કામ મારે કદી કરવું નહીં. હવે બધો વખત તારી પાસે રહીશ, માત્ર ક્યારેક બે ત્રણ કલાક બહાર જઈશ.

**પિંગળા**—હા, પ્રાણનાથ, પુરૂષની છાંયા પુરૂષથી ભિન્ન રહે નહીં, તેમ હું આપની અર્ધાંગના આપની છાંયાછું, તો જુદી કેમ રહી શકું? પણ આપે મનમાં કાંઈ વિચાર કર્યો તેમાં ફળ જેવું કાંઈ બોલ્યા એ શું છે?

**ભર્તૃહરી**—પ્રિયા, એક અમુલ્ય, વસ્તુ તારે સારૂં લાવ્યોછું.

**પિંગળા**—પ્રાણનાથ, એવી શી વસ્તુછે?

**ભર્તૃહરી**—દેખ, પ્યારી.

**રાગ ઝીંઝોટી જંગલો.**

(પનીયાં મેં કૈસે તો ભરૂં, છોટી નણદીયાં. એ ચાલ.)

ફળ એક વિપ્રથી મળ્યું, પ્રિયા મોરીરે. ટેક.
પ્રાશન એનું કર પ્રીતેથી, દુઃખ તત્ર મૃત્યુનું ટાળ્યું. પ્રિયા.
નર યા નારી એ ફળ ખાતાં, અમરતા પામે એ ખરૂં.પ્રિયા.

**ભર્તૃહરી**—પ્રિયા, (ફળ બતાવીને) આ અમર ફળ મને એક બ્રાહ્મણે આપ્યુંછે તેમાં એવો ચમત્કાર છે કે જે કોઈ નર અથવા નારી એ ખાય, તે અમર થઈ જાય, એને પછી મૃત્યુ નહીં; તેટલા માટે પ્રિયા તું આ ફળ પ્રાશન કર, જેથી તું અમર થઈશ.

**પિંગળા**—પ્રાણનાથ ત્યારે મારી વિનતિ સાંભળોઃ—

રાગ ઉપરનો.

ફળ એ આપરે જમો, પ્યારા સ્વામીરે. ટેક.
આપ અમર થઇ તખ્ત બીરાજો, પ્રજા સુખ ન્યાઈ થઇ ગમો. પ્યારા.

હું છું નારી જાત અમર શું થાઊં, પ્રજા હિત કરશો તમો. પ્યારા.

પ્રાણનાથ, એ ફળ આપને જમવાને યોગ્ય છે; હું સ્ત્રી જાત અમર થાઊં, તેથી શું ફાયદો થવાનો હતો અને આપ એ ફળ જમી અમર થશો તો પ્રજાનું ન્યાય નિતીથી રક્ષણ કરશો; અને આપને તરૂણાવસ્થા કાયમ રહેશે ! સ્ત્રીઓ તો મારા જેવી સહસ્ત્ર આપને પ્રાપ્ત થશે ! માટે એ ફળ આપજ જમો.

ભર્તૃહરી—

રાગ આશાગોડી.

લગની તુજથી લાગી પ્રિયા મારી લગની તુજથી લાગી. ટેક.
તુંને ચક્ષુથી દેખું ત્યાં સુધી, હુંરે જીવું બડભાગી. પ્રિયા.
તારો વિયોગ થયે તુર્ત પામું, એદ હું થઉરે અભાગી. પ્રિયા.
તે માટે તુજને અમર હું ચાહું, રહે સદા મુખ આગી. પ્રિયા.

પ્રિયા, હું અમર થાઊં એ વાત ખરી, પણ તારા મૃત્યુ પછી મારો અનંતકાળ શોચમાં ગુજરે, કેમકે અન્ય પદાર્થ કે અન્ય કોઈ વસ્તુમાં મારો ખરો સ્નેહ નથી એ તું જાણે છે, માટે જ્યાં સુધી તારો દેહ આ પૃથ્વી ઉપર હયાત છે ત્યાં સુધી મારૂ પણ શરીરછે અને સારસ પક્ષીની જોડ ખંડીત થઈ તો બીજું કેમ જીવે ? એમ મારેછે, તો હવે વિચાર કર કે એ ફળ હું કેમ ખાઉં ?

પિંગળા—પ્રાણપતિ એટલો દુરાગ્રહ શા માટે કરોછો ! એમ હોય તો ભલે એ ફળ હું ખાઈશ પણ આપના વિયોગે મારે પણ ઝુરીઝુરી દીવસ કાઢવાના !

ભર્તૃહરી—ચિંતા નહીં (હર્ષથી) બહુ સારૂં, ત્યારે હમણાજ ખા.

પિંગળા—પ્રાત:કાળમાં સ્નાન કરી પવિત્ર થઈ આપના નામની માળા જપી પછી એ ફળ હું જમીશ. આપ નિશ્ચિંત રહો.

ભર્તૃહરી—બહુ સારૂં, તો ત્યારે જરૂર ખાજે; હવે હું ધર્માસનપર જાઊંછું, બોલ બીજું કાંઇ કહેવુંછે ?

પિંગળા—હા એક વિનતિ છે.

ભર્તૃહરી—શું છે બોલ ?

પિંગળા—પ્રાણનાથ શોકનું કારણ એક મોટું ઉત્પન્ન થયું છે, જીભથી ઉચ્ચારી શકતી નથી, કેમકે પરિણામપર જ્યાં દ્રષ્ટિકરૂંછું

તો ઘણુંજ વિપરીત તેમાંથી થવાનું છે, અને આપને એથી બહુ ખેદ થવાનો! માટે એ ન કહેવું એજ ઉત્તમ છે.

**ભર્તૃહરી**—અરે પ્રાણવલ્લભા, એવી કઈ બાબત છે કે જે કહેતાં તું મારી પાસે સંકોચ પામેછે; મેં મારૂ તન મન ધન બધું તને અર્પણ કર્યુંછે, તો એક વાત કહેતાં શા માટે આંચકો ખાયછે? તું મારી પાસે નિશંક બોલ; તને જ્યારે શોકનું કારણ ઉત્પન્ન થયું તો તે નિવૃત થાય ત્યાં સુધી મારો બધો કાળ અથાગ દીલગીરીમાં જાય; એ તું ક્યાં સમજતી તથી! માટે સત્વર બોલ.

**પિંગળા**—પ્રાણનાથ, કહેતાં શું કહેવાણું, પણ હવે ક્ષમા રાખો તો ઠીક, જગતમાં અનેક પ્રકાર બનેછે. માણસએક પ્રકારનાં હોતાંનથી!

**ભર્તૃહરી**—તે ખરૂં. પણ એતો મારે અવશ્ય જાણવું જોઇએ, તારી એ વાત ન જાણું ત્યારે આ રાજમાં મેં બીજું જાણવું કયું બાકી રાખ્યું છે તે કહે!

**પિંગળા**—ભલે, પ્રાણનાથ, અત્યાગ્રહ કરતા હોય તો આપની પાસે કહેવામાં કશી હરકતનથી, બાકી બાજે સ્પષ્ટ કહેવાય તેવું નથી!!

**ભર્તૃહરી**--અહો એવું તે શું છે!!

**પિંગળા**—શું કહું પ્રાથનાથ (ડસકાં ભરતી) અરે શું વાત ઉચારૂં! તમને દીલગીરીના દરીઆમાં ક્યાં ડુબાવું! (વળી ખુબ રૂદન કરતી) આટલીવાર આપને આવતાં વેત શોકાતુર ન કરવા આવેશ, સમાવી રહી; પણ હાય હાય! હવે કહી કાઢ્યા વગર છુટકો નથી!

**ભર્તૃહરી**—અરે પ્યારી, એવો શોકજનક બનાવ શો બન્યો છે તેથી મને તું જલદી વાકેફ કર.

**પિંગળા**—(બહુજ ડસકાં ભરતી તથા નિશ્વાસ નાખતી) કાલ શીવરાત્રીને દિવસ બાર બજ્યાને સુમારે જ્યારે આપ મહાંકાળેશ્વર જઈ શીવ પુજનમાં આરૂઢ થયા હતા ત્યારે એ લાગ જોઈ આપના નાનાભાઈ વિક્રમાદિત્ય અહીં આવ્યા હતા, અને દાસીને એક તરફ બોલાવી હાથમાં પાંચ મોહોર આપીને કહ્યું કે તારી બાઈને કહે કે વિક્રમાદિત્ય તમારાથી એકાંતમાં વાત કરવાનો ઇરાદો રાખે છે; દાસી આશ્ચર્ય પામી કે હમેશ મા દી-

કરવાની માફક આવી વાતચીત કરોછો; તેમાં વળી એકાંત શું ? ને વાત કરવાનો ઇરાદો રાખે છે એ શું ? કેમકે દાસીના શુધ અંતઃકરણમાં એનો કપટી વિચાર એકદમ સમજવામાં આવ્યો નહિ, ને આવે પણ કેમ ? ત્યારે દાસીએ કહ્યું કે હમેશ વાત કરો છો, તેમ આવી સુખેથી વાત કરો. તેમાં એકાંતની શી જરૂર છે. ત્યારે વળી બીજી પંદર મહોર આપી કેટલુંક સમજાવી કહ્યું કે આ રીતે તારી બાઇને તું મેળવી આપ, એમ કહી પોતાનો દુષ્ટ વિચાર જાહેર કર્યો.

સુ૦-અશ્વપાલ—(પછવાડે અંધારા દિવાનખાનામાં બેઠાં આ સાંભળીને સ્વગત) શાબાશ ! આશક, શાબાશ હે !

ભર્તૃહરી—(વાત સાંભળી ચકિત થઇને સ્વગત) અરે આ શું કહે છે ? એનો કાંઈ ભાવાર્થ સમજાતો નથી ! ! (પ્રકાશ) બોલ ત્યાર પછી !

પિંગળા—અને પછી દાસીએ આવી મને પુછ્યું કે બાઈ વિક્રમાદિત્ય ઠાકોરની આમ નીતિ ફરી જણાય છે; ત્યારે મેં દાસીને કહ્યું કે એ હોય નહિ; પછી દાસીએ ખાતરીપૂરવક મને કહ્યું કે એમાં શક નથી; જુઓ આ વીશ મહોર મને એ માટે આપી; ત્યારે મેં દાસી સાથે કહેવરાવ્યું કે જો તમે એવી ઇચ્છા રાખતા હો તો તમારે મારે હવે માતા પુત્રનો સંબંધ મટી તમે મારે પરપુરૂષ તુલ્ય છો; તો પરપુરૂષનું મુખ હું કદી જોતી નથી, એ મારૂં વ્રત છે;ને રાત્રીની કોઈ પુરૂષ નામે અન્યને હું મળતી નથી એમ કહે ? દાસીએ જઈ કહ્યું કે મારી બાઈ કહે છે કે તમારી બુદ્ધિ ભ્રષ્ટ થઈ છે; માટે તમે કોઈ સ્થળે જઈ વિચાર કરી પાછા અહીં આવો; વળી રાત્રીએ મળવા સાફ ના કહી છે; માટે હમણાં અહીંથી જાઓ, એવું સાંભળી એકદમ દ્વારપાસે અંદર ધુસવા આવ્યા; ત્યારે મેં દીપકના દિવસ જેવા પ્રકાશમાં તેમનાં શરીર ચિન્હ, તથા કામાંધ ચક્ષુને દૃષ્ટિ ફરેલી જોઈ એકદમ ઓરડાનાં દ્વાર બંધ કરી દીધાં. ને તે ત્યારે કમાડને બે ત્રણ ધક્કા મારી પાછા ચાલ્યા ગયા !!

સુ૦-અશ્વપાલ—(અંદર બેઠાં સ્વગત) વાહ ! ફક્કડ ! મોહોબત તો એસીજ કરનાં !!

**ભર્તૃહરી**--(સચિંત્ત) અરે, પ્યારી, આ એક આશ્ચર્યની વાત છે. મારો લઘુ બંધુ વિક્રમાદિત્ય એવો છે નહિં ! ! તેં પોતે એને દીઠો!

**પિંગળા**—મહારાજ, મેં અસત્ય ભાષણ પ્રાણપતિની પાસે કોઈ દિવસ કર્યું છે ?

**ભર્તૃહરી**—તે ખરૂં છે; પણ આ વાતમાં મને સંદેહ રહેછે !

**પિંગળા**—આપને જેના અંતઃકરણની વધારે પ્રતિતી હોય, તેને વિશે નિર સંદેહ રહો ! અને ત્યારે હું અસત્ય કહુછું ! એમ કહો. (એમ કહી રૂએ છે)

**ભર્તૃહરી**—અરે પિંગળા. તું દિલગીર ન થા. હજુ મારૂં મન સંકલ્પ વિકલ્પમાં છે, શું ખરૂં છે, તથા એ કેમ બન્યું હશે. એ મુને નિશ્ચય થતો નથી. (સ્વગત) ખરે ! એમછે કે **कामांधोनैं वपश्यति**, તેમ કદાચ હોય, ! પણ એ ધર્મશીળ મૂર્તિ વિક્રમાદિત્ય ! ! ! ના, ના, એતો અસંભવિત છે ! સુર્યમાં અંધકાર ! એ માનવા તુલ્ય આ છે ! પરમેશ્વર જાણે ! (પ્રકાશ) પ્યારી, તારૂં સ્વરૂપ ઓછું નથી; પુરૂષને મોહ ઉત્પન્ન થાય તેમાં નવાઈ નથી ! પણ આ બાબતની પક્કી તજવીજ કરી ખાતરી કરીશ, તું નિશ્ચિંત રહે.

**પિંગળા**—બહુ સારૂં પ્રાણનાથ, પણ મારે એ પુત્રવત્ છે, માટે એને કાંઈ વધુ ઘટુ કહેશોમાં ! (એ સાંભળી ભર્તૃહરી બાઉધું એમ કહી, ગમગીન, તથા રોષભર ત્વરાથી ચાલ્યા જાયછે ને તે ગયા પછી પિંગળા સ્વગત કહે છે) વાત તો ઠીક ઉતારી છે ! ફિકર નહિ. બીજું નહી થાય તો છેવટ એનાપર અકૃપા તો થઈ જશે ! તોપણ પછી માથું ઉંચું નહીં કરે. મારા યારથી મારે શું વધારે ! (રાજાએ આપેલું આ અમરફળ હજુ હાથમાંજ છે તેપર વિચારે છે) આ અમરફળ ! તે મારે ખાવું કે મારા યારને દેવું ! રાજા કહે છે કે તારાવિના હું ક્ષણ જીવી શકું નહીં, ત્યારે મારા મનને નિશ્ચય છે કે હું મારા યારવિના જીવી નહી શકું. માટે દેવું તો એનેજ.

કેમકે—

(સદા રહો પાસ પિયુ સદા રહો પાસ. એ રાગ)

જીવવું છે વૃથા, મન જીવવું છે વૃથા,
પ્રાણ પ્યારા યાર, વિના જીવવું છે વૃથા. ટેક
અમર થશે યાર મારો, દેશે સુખ વિલાસ,
માટે નિશ્ચે એને આપું, પુરે દિલની આશ. જી.

રાજાને જે સુખ મારાથી મળેછે; તે કાયમ રહેવા, મુને આ અમરફળ આપ્યું, તો મારા સુખનો ખરો આધાર એ સુખશિરજી અશ્વપાલ ઉપર છે. એના વીના એક દી જાય છે; તો જીવતરપર કંટાળો આવે છે, તો એના મૃત્યુ પછી મારી મોજમજા બધી થઈ રહી ! માટે આ ફળતો અવશ્ય એને દેવું, તો પછી એનાથી પ્રાપ્ત થતા સુખની અવીચ્છિન ધારા કદી બંધ ન પડે. વળી આ અમરફળના યોગથી એની યુવાવસ્થા પણ કાયમ રહેશે, જેથી રોજ એક સરખી લેર ! બસ મનડા. તેં ઠીક વિચાર્યું છે ! આપણે ખાઇને કરવું છે શું ! એનેજ દેવું !!! (મધુરવદંતીને સાદ દે છે).

**મધુર૦**—આજ્ઞા બાઇસાહેબ !

**પિંગલા**—ક્યાં ગયા. આપણા પ્રાણાધાર ! બોલાવી લાવ, એને બહુ મુઝવ્યા- કેમ આજ કેવું કહ્યું બાકી રાખી છે?

**મધુર૦**—ચરીત્રના સાગરમાં નવનિધી ભરીછે! એમાં ખામી શાની હોય ! ( એમ કહી અંધારા દીવાનખાનામાંથી અશ્વપાલને બોલાવી લાવેછે ને કહેછે) બાઈસાહેબ, આ તમારા યાર આવ્યા.

**સુ૦-અશ્વપાલ**—પ્રવેશ કરીને મોઢું ચડાવીને ) અંધેરેમેં ઘુસા દીયા! અંધીયાચાકોટકી માફક ફીરતાથા, એસા વખ્ત આવે તબ સબ મોજ ચલી જાવે. ઓર બારા બરસકી જાને કેદ મીલી! (પિંગળાને આતુર થઇને ) પ્યારી તેરેસેં કભી એસા હોવે કે નાહી?

**પિંગળા**—કેવું થાય ! અશ્વપાલજી !

**સુ૦-અશ્વપાલ**—રાજાકું કુછ ખાન પાનમેં ઝેર દેદે, ઓર વો મર જાય. ફીર તેરા રાજ હોવે ! પીછે મેં ઓર તેં સારા દીન મોજ કરે!

**પિંગળા**—ઝેર તો હમણાં દઈ દઉં, એમાં તો કાંઈ મોટી વાત નથી, પણ એમાં એક વિચાર છે.

**સુ-અશ્વપાલ**—કરનાં તો નહીં ડરનાં. ઇસમેં બીચાર કેસા ?

પિંગળા—એમ છે કે એમને ઝેર દઉં તો પછી એના ભાયાત ગાદીએ બેસે, તો હું ઉલટી પરાધીન થઈ જાઉં! તો આપણે હાલ મજા કરીએ છીએ, તેમાં પણ ખલેલ પહોંચે! માટે એ જીવતા છે તે તો ઠીક છે!

સુ૦-અશ્વપાલ (સ્વગત) સચ્ચ બાત! કભીકતો રંડીયાંમેંભી અક્કલ અચ્છી હોતી હે! ( પછી ડોળ કરેછે ) તબ મેં મેરા જાનકું જોખમમેં નહીં ડાલુંગા—હમ કેસી તકલીફ ઉઠાવે, તેરી તાબેદારી કરે; ઓર એસા બખ્ત આવે, તબ અંધકારમેં ધુડકી માફક ચુપ રહેના, ઓર બતી બાંધને કુમીલે નહિ!

પિંગળા—તમારી બતી ફાટી ગઈ છે એ મને ખબર છે; તેની ગોઠવણ મેં આગળથી રાખીછે. મારી નવલખી જરીયનની સાડી લઈ જાઓ; લપેટીને બાંધજો.

સુ૦-અશ્વપાલ—બાતતો અચ્છી કહેતી હે, કોઉ દેખે તબ મારા ન જાઉં? ઈતના તો સમજતા હું!

પિંગળા—ગમે તેવો તેનો ઉપયોગ કરજો, ઘો તમને બક્ષીસછે.

સુ૦-અશ્વપાલ—હમારા શીશ બદલ બક્ષિશ હે! દુસરા કુછ લા, હમારા જાન જાવે, તબ તેરી બક્ષિશ કયા કામ આવે! હમ નહિ લેંગે, ઓર આંયગેભી નહિ.

પિંગળા—તમારો જાન કેમ જાશે, જમદુતથી પણ તમને બચાવીશ!

સુ૦-અશ્વપાલ—વો તો બચાયા તેં! કયા તે મેરે બદલ જાયગી?

પિંગળા—નહીં નહીં અશ્વપાલજી મારી પાસે એક એવી વસ્તુ છે, કે જે ખાધાથી મોત ન આવે!

અશ્વપાલ—એસી કોનસી બસ્તુ હે! જુઠ બાત ન માનું!

પિંગળા—(અમફળ બતાવીને) આ એક અમરફળ રાજાએ મુંને આપ્યું છે તે મેં તમને આપવું ધાર્યું છે, જે ખાઈ તમે અમર થશો!

સુ૦-અશ્વપાલ—(તે જોઈને) યહ બસ્તુ એસી નહિ. અમરે ઓર હોતા હે, કસ્તુરી ઓર હોતી હે, તેને દેખા નહિ? રાનીહોકર!!

પિંગળા—નહિ નહિ, અશ્વપાલજી આ ફળનો એવો ચમત્કારછે કે જે કોઈ નર અથવા નારી એ ફળ ખાય, તે સદા જુવાન રહે; એને કોઈ દીવસ મોત ન આવે !

સુ-અશ્વપાલ—( આશ્ચર્ય થઈને ) એસા ફલ બી હોતા હે ક્યું ! અચ્છા લા, તબતો તેરી દોસ્તી સચ્ચીહે.

પિંગળા—( આપે છે ) લ્યો, આ ફળ, તમારા વિના મારે બીજું કોણ છે ?

સુ૦-અશ્વપાલ—કીસ તરહસેં યહ ખાના !

પિંગળા—હમણાં ખાઓ કે કાલ સવારે ખાઓ, તમારી નજરમાં આવે ત્યારે ! (જરા વિચારીને) હમણાંજ ખાઈ જાઓ !

સુ૦-અશ્વપાલ—બડી જફરમેં ઉઠકે ઉસકાહી હુંગા કરેંગા, ફેર એસીને એસી મોજ હર હમેશ ક્યું ! !

પિંગળા—એ વાસ્તે તો દીધું છે !

સુ૦-અશ્વપાલ—(એ ફળ લઇ ખુશી થઇ) અચ્છા અબ મેં અશ્વશાળામેં જાતા હું; બિક્રમાદીત્ય ફીરનેકુ આયે હેંગે; દેર બહોત ભઇ હે.

પિંગળા—વિક્રમાદીત્યનું ઓસડ આજ વાટ્યું છે ! રાજાજીને—

સુ૦-અશ્વપાલ—(વચમાં પિંગળા રાણીની પીઠ થાબડીને) બસબસ, દોસ્ત શાબાશ હે તુઝકુ, તેરી લ્યાકતતો તેરીજ પાસ !

પિંગળા—તો હુંશિયાર ન હોઇએ તો, આમ બે ધડક તમારાથી ઇશક થાય ખરો કે !

સુ૦-અશ્વપાલ—બસ બસ, એક તેરે જેસી તુંજ ! ઓર મેરે જેસા એક મેહીં હું.

પિંગળા—( હસીને ) પછી એનાપર એક એવું તહોમત મુક્યું છે કે એને ઉજ્જેનીમાંથી ગયે છુટકો છે !.

સુ૦-અશ્વપાલ—ઉધર બેઠકે સબ સુનાહે ! અબ મેં જાતા હું.

પિંગળા—સારૂં બીજી વખતે વેલા આવજો. ( એ સાંભળી અશ્વપાળ જાયછે ને તે ગયા પછી દાસીને ) દાસી, સ્નાન કરી વેણી

ગુંજન કરવું છે, ચાલ સ્નાન ગૃહમાં.

મધુર૦—બહુ સારૂં બાઇસાહેબ બધાં સ્નાન સાહીત્ય લઈ આવું છું.

( એમ કહી બંને ત્યાંથી ઉઠે છે, )

—————

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ–વિચારભુવન.

ભર્તૃહરી, વિક્રમાદીત્ય, ને પ્રતિહાર.

ભર્તૃહરી—( દાસીને ખાનગી બોલાવી પુછ્યું ને તેણે રાણીના ડરથી બધી વાત હા કહી, તે પછી સચિંત બેઠાં પ્રતિહાર પ્રતિ ) પ્રતિહારા, વિક્રમાદીત્યને બોલાવ, કેહેવું કે ખાનગી મેહેલમાં કાંઈ વાત પુછવા બોલાવે છે.

પ્રતિહાર—બહુ સારૂં પૃથ્વીપતિ. ( એમ કરી જાયછે )

ભર્તૃહરી—( સ્વગત ) અહાહા! વિક્રમાદિત્ય મારો લઘુ બંધુ નિતિવાન અને શાસ્ત્ર સંપન્ન છે, એનાથી આવું દુષ્ટ પગલું ભરાયું હોય એ મુજે સંભવતું નથી; તોપણઃ—

### श्लोक.

सन्मार्गेतावदास्तेप्रभवति
सनरस्तावदेवेंद्रियाणां
लज्जांतावद्विधत्तेविनय
मपिसमालंबतेतावदेव
भ्रुचापाकृष्टमुक्ताःश्रवण
पथगतानीलपक्ष्माणएते
यावल्लीलावतीनांनहृदिधृति

# मुषोदृष्टिबाणाःपतंति.

પુરૂષ સારા માર્ગમાં ત્યાં સુધી રહેછે, તેમ ઇંદ્રિઓને પણ ત્યાંસુધી વશ રાખી શકેછે, શરમ પણ ત્યાં સુધી રાખેછે, વિવેકનો આશ્રય પણ ત્યાંસુધી રાખેછે, જ્યાં સુધી ભૃગુટીરૂપિ ધનુષથી એંચીને મુકેલા, કાન સુધી પહોંચેલા, કાળી પાંપણરૂપી પાંખવાળા, ધીરજતાને નાશ કરનાર, સ્ત્રીઓની દ્રષ્ટિરૂપી બાણ હૃદયમાં નથીં વાગતાં. એમછે માટે પિંગલાનું સ્વરૂપ કાંઇ ઓછું નથી; મહાન મુનીશ્વર જોઇ મોહ પામે, તો એમ દ્રષ્ટિ કરતાં વિક્રમાદિત્યનું શું ગજુ! આખા બ્રહ્માંડમાં રૂપવંતી પિંગળામાં એક તરૂણવયી વિક્રમાદિત્ય લુબ્ધ થઇ જાય તો એ મોટું આશ્ચર્ય નથી! હવે તજવીજ કરીએ ત્યારે ખબર; એનું મુખ, એનું સંભાષણ, એનું કપટી હૃદય હશે તો તુરત પ્રગટ કરશે; તેમ પિંગળાનો મને પુર્ણ વિશ્વાસછે કે એ મારી આગળ કદી અસત્ય બોલે નહિ,

(એટલામાં વિક્રમાદિત્ય પ્રવેશ કરેછે, તથા છેટેથીજ ભરથરીને જોઇ. જ્યેષ્ટભ્રાતા વંદન કરૂંછું, એમ કહીં વંદન કરેછે).

**ભર્તૃહરી**—(તેને આવતો જોઇને સ્વગત) જો, એની ચાલ કેવી ધીમી થઈ ગઇછે, પગ ઉપડતો નથી. (પ્રકાશ) કલ્યાણ મસ્તુ. (વિક્રમાદિત્ય બેઠા પછી જરા ઉચ્ચસ્વરે) વિક્રમ?

**વિક્રમાદિત્ય**—આજ્ઞા જ્યેષ્ટભ્રાતા!

**ભર્તૃહરી**—આ વખત મેં તુને આ રહસ્થળમાં શા માટે બોલાવ્યોછે, તેનું કારણ તારા સમજવામાં નહીં હોય?

**વિક્રમા०**—ના, વડીલ બંધુ, એ કારણ મારા સમજવામાં નથી, આપની આ બાળકને શી આજ્ઞાછે!

**ભર્તૃહરી**—(સ્વગત) એને ક્યાંથી ખબર હોય, પાધરો છુપાવવાનો ડોળ કરવા માંડ્યો. (પ્રકાશ) વિક્રમ, તેં નિતિ માર્ગથી એક મહા વિપરીત આચરણ કર્યુંછે!

**વિક્રમા०**—(પોતે નિર્દોષ છે તેથી આ સાંભળી) મુર્છા ખાઈ સાવધ થઈને)

તુમને મેરી લાસકી મટ્ટી ખરાબકી-એ ચાલ. અથવા ઇંદ્ર સભામાં.

એ શું બોલો છો ! વિવેકી ભ્રાતા ભરથરી !
એ શું વદો છો વડીલ, જીભથી કરી !
એ શું કહો છો માતુ પિંગળા નારે પ્રભુ !
મૂજ વિશે આવી બુદ્ધિ, આરાધો શંભુ !

**માલિની છંદ.**

નથિ નથિ નથી સ્વપ્ને, દુષ્ટ સંકલ્પ કીધો;
નથિ નથિ નથિ નીતિ, ઉપરે પાય દીધો;
અચરજ અતિ પામું, બંધુ આ શું કહોછો;
મુજ નિતિ રિતિ જાણી, વેમ કયાંથી લહોછો.

ભર્તૃહરી—(એ સાંભળીને) અને વળી મારા અંતઃપુરમાં અયોગ્ય સ્થળે ! !

વિક્રમા૦—(એ સાંભળી અધિક ખેદ પામીને) હર હરી શીવ ! શીવ ! અંતઃપુરમાં મારૂં અનિતિ આચરણ આ શું કહોછો !

**રાગ ઉપરનો.**

સમુદ્રે મર્યાદા ભ્રાત, હજુ મુકી નથી,
અગનિની શિખારે ભ્રાત, અધો ગઈ નથી;
સૂર્ય માંહે અંધકાર, હજુ થયો નથી;
સિંહણ સૂત તૃણ ખાવાને, હજુ ગયો નથી;
હંસની ગતિરે કાગ વત, થઈ નથી,
સંત ચિત્તમાંથી દયા, હજુ ગઈ નથી !
પશ્ચિમ હજુ સૂર્ય ઉદય, થવું નથી થયું !
કાષ્ટ ટેક તોડી જળમાં, નથી ડુબી ગયું !
માતુનો વાત્સલ્યપ્રેમ, નથી હજુ ઘટયો;
આપનો વિચાર આવો; કયાંથીરે થયો ! !

ભર્તૃહરી—(આ સાંભળતાં સ્વગત) આ હજુ માતુ માતુ કોને કહે છે. એ સમજાતું નથી; ખરે પાપી થયા પછી દંભને પ્રપંચ વધેછે એ ખરી વાતછે ! પણ જોઉંછું.

વિક્રમા૦—હે પરમ પવિત્ર ગુણનિધાન જ્યેષ્ટ ભ્રાતા હું બાલ્યાવસ્થા,

થી જ્ઞાન શક્તિ યુક્ત થયો, ત્યારથી તે આજ તરૂણાવસ્થા પર્યંત આપની સેવા અનીન્ય ભાવથી કરતો આવ્યોછું, શ્રુતિ સ્મૃતિ અનુંસાર નીતિમાર્ગ, લઘુનો જ્યેષ્ઠ ભ્રાતા પ્રતિ જે ધર્મછે, તેથી વિરૂધ્ધ સ્વપ્ને પણ કદી ચાલ્યો નથી; અને આજ આપ આ વાત કહોછો, તે જેમ પિપિલીકાપર[1] પર્વત, તથા કદલીપર વીજ આવી પડે એ રીતે આપનાં વચન મારાપર ઈંદ્રના વજ્રની માફક કાર્ય કરેછે, હે રાજનિતિ નિપુણ ન્યાયી જ્યેષ્ઠભ્રાતા, વિચાર કરીને આ નિર્દોષ લઘુ બંધુપર વચન પ્રહાર કરશો.

ભર્તૃહરી—(સ્વગત) જેના હૃદયમાં બીકછે, તેનું ભાષણ ઘણું નિકળે છે; સાચો હોય તેને હીંમત હોય છે; તે બે શબ્દ કહે તો બસછે! (પ્રકાશ) તારી બોલવાની ઢબજ કહી આપેછે કે તે એ દુષ્ટ કર્મનું પગલું ભર્યુંછે! તું કાલે રાણીવાસમાં ગયો તો કે નહીં?

વિક્રમા૦—કાલે હું ગયોજ નથી! કારણ કે આપનું મળવું સવારે રાજમહાલયમાં થયું હતું, જેથી ત્યાં આવી મોઢે થવા કાંઈ પ્રયોજન નહોતું; અને રાત્રીએતો, હું પણ શિવરાત્રી તેથી ઘેર શીવપુજનમાં રોકાયો હતો.

ભર્તૃહરી—(સ્વગત) કેવી યુક્તિથી વાત કરે છે! ગયાનીજ વાત પ્રથમથી ઉડાવી દેછે (પ્રકાશ) ત્યારે તું શીવરાત્રી જેવે દિવસે મહાંકાળેશ્વર શિવાભિષેકમાં કેમ ન આવ્યો?

વિક્રમાદિત્ય—હું સદા એકાંતમાં શીવપુજન કરૂંછું! એ ક્યાં આપથી અજાણ્યું છે?

ભર્તૃહરી—(એથી વિશેષ વહેમ ભરાવાથી) તારી એકાંત ને મંત્ર પ્રયોગ બધા હું જાણુંછું! ત્યારે તું અંતઃપુરમાં જવામાં કાંઈ અડચણ સમજે છે ખરો?

વિક્રમા૦—મા પાસે પુત્રને જવામાં અડચણ હોય તો મારે પણ અડચણ સમજવી!

---

૧ કીડી.

ભર્તૃહરી—( સ્વગત ) આવા પ્રપંચી ઉત્તરે એ શી રીતે પકડાય? (પ્રકાશ) અરે વિક્રમાદિત્ય, એ બધી ચતુરાઈ જાવા દે, ને જે સત્ય છે તે જાહેર કરીદે;તેં અવશ્ય ભુલ ખાધીછે.

વિક્રમા૦—પરમપુજ્ય વિવેક શિરોમણી ભ્રાતા, જ્યાં સુધી મારા નામમાં આદિત્ય એવો શબ્દછે, ત્યાં સુધી મોહ માયારૂપી અંધકાર કોઈપણ મારામાં પ્રવેશ કરી શકવાનો નથી; એ મુને નિરસંદેહ છે.

ભર્તૃહરી—તારા નામમાં આદિત્ય શબ્દ છે, તે જ્યોતિષ વેત્તાએ જન્મઘટી પત્રિકાપરથી મોટી ભુલ કરીછે! હું તો તારા સર્વાંગમાં અંધકાર સમજીશું. તારૂં જ્ઞાન સઘળું નાશ પામ્યુંછે; તું કામથી અંધ થઈ ગયોછું—

વિક્રમા૦—સાહસ! સાહસ ન કરો ભરથરી!!—

ભર્તૃહરી—( તેનું ન સાંભળતાં ) અરે જ્યારે માતુશ્રીએ પ્રાણ ત્યાગ કર્યો, તે વખત અવસાનમાં મુને બોલાવીને કહ્યું કે મારા પ્યારા પુત્ર ભરથરી, આ તારો નાનો ભાઈ, હું તને સોંપુછું. તારા પિતા ગુજરી ગયાછે, માટે તું એની પુર્ણ સંભાળ રાખજે, તેથી માતા આજ્ઞાનુસાર નિશ્ચળ મનથી, યદ્યપિ રાજ્ય પ્રકરણ બંધુ સ્નેહ જુદા પ્રકારનો હોય છે, તોપણ તે વાતપર દ્રષ્ટિ ન કરતાં તારાપર પુર્ણ વિશ્વાસ રાખી રાજ્યનું નાનું મોટું સર્વ કામ તને સોંપી દીધું; રાણીવાસ, અંતર્ગૃહ ક્યાંઈ પણ તુને જવામાં અટકાવ નહિ, એવો ખાસ હુકમ આપી દીધો; તોપણ હે નીચ; લંપટ દુરાચરણી, આ સર્વ કૃપાનો તેં ભ્રષ્ટ ઉપયોગ કરીને મારી પ્રાણ પ્યારી જે પિંગલા તેનાજપર કુદ્રષ્ટિ તેં કરી, અને એકાંતમાં મળવાને ઇરાદે તું ગયો હતો; પિંગળાની દાસીનું કહેવું પણ આ વાતને પુરવાર કરેછે.

વિક્રમા૦—(એ સાંભળીને) શીવ! શીવ! શીવ! હરે, હરે, એ શું કહોછો! આ શો ગજબ! માતુ પિંગળાપર મારી કુદ્રષ્ટિ!!!

ભર્તૃહરી—(તેનું કાંઇપણ ન સાંભળતાં ચલાવ્યે જાયછે,) ને જેથી એ પવિત્ર પત્નીએ ઘણાજ પ્રયાસથી પોતાના પતિવ્રતનું દ્વાર

બંધ કરી રક્ષણ કીધું. અરે તુંને ધિક્કાર છે! તારૂં જીવવું વૃથા છે! આ વખત કોઈ બીજું હોત તો હું તેને દેહાંતદંડ દેત! પણ માતુશ્રીનાં વચન યાદ આવેછે તેથી તુંને વિશેષ શિક્ષા નથી કરતો; પણ જા તુંને દેશનિકાલ કરૂંછું.

**વિક્રમાદિત્ય—** લાવણી.

( અધબીચ મોહોબત તોડી એ દરદી દીવાના. એ ચાલ. )

ભરથરી ભ્રાતા વિચારીને, તમે કરો હું ઉપર કોપ.
વણ અપરાધે (૨) તમે વદો વચન આરોપ. ભરથરી. ટેક.
છો શિરછત્ર (૨) નવ લોપુ નીતી ધર્મ;
બંધુ પત્ની મમ માતછે, ક્યમ કરૂં અવિહીતજ કર્મ. ભરથરી.
કટુ વચન બાણ (૨) શીરપર મુકો માં કાપ,
આગળ વાત વિચારતાં, ભાઇ પામશો પસ્તાતાપ. ભરથરી.
પાંડવમાં ધર્મ (૨) લક્ષ્મણને જેમ રઘુવીર,
કનક ભકિત તેમ માહરી, નવ જાણો બંધુ કથીર. ભરથરી.
ગણું આપ સેવ (૨) મુક્તિ દાતા દિલમાંય,
બ્રહ્મરસ ભોગી ભ્રષ્ટ થઈ, કેમ તુચ્છ વિષયને ધાય. ભરથરી.

હે શ્રેષ્ટ ભ્રાતા, લક્ષ્મણ તથા ભરથની ભકિત જેવી રામચંદ્ર પ્રત્યે હતી; તથા જેવી ભીમાર્જુનની ધર્મ પ્રત્યે હતી; પાંડવજનની કૃષ્ણ પ્રતિ હતી તેવીજ શુદ્ધ ભક્તિ આપના પ્રતિ મારી છે; અને આપ આવી રીતે વિચાર શુન્ય થઇને મારાપર સાહસ કરોછો, એ યોગ્ય નથી, કેમકે હું આ વૃતાંત બીલકુલ જાણતો નથી! રાણીવાસમાં કાલે તો શું પણ ત્રણ રોજ થયાં હું ગયો નથી! પિંગલાની દાસીને મેં દીઠી નથી. આ વાત બધી પ્રપંચરૂપ છે; અને આપ મારે પિતા તુલ્ય પવિત્ર ન્યાયી આત્મા આવો જુઠો આરોપ મારે શીર છોડોછો, તો તેપરથી દૈવની કોઈ અન્ય ઇચ્છા નજર આવેછે; કોઇ મોટી આફત આ માલવ દેશપર આવવાની હોય એમ જણાયછે! નહિ તો આ આખું રાજ પાયમાલ થવાનું છે! એ વિના આવો કુતર્ક આપના પવિત્ર અંતઃકરણમાં કદી વાસ કરે નહિ.

ભર્તૃહરી—અરે વિક્રમાદિત્ય, તું અસુરવત ભાષણ ન કર, તારૂં સત્ય લેષ માત્ર પણ મને નજર નથી આવતું; તું બધું પ્રપંચથી ઉઠાવી ને બોલ છે.

વિક્રમા૦—અરે જ્યેષ્ટ ભ્રાતા, હજુ વિચાર કરો, આપ ન્યાય નિપુણ શાસ્ત્ર સંપન્ન આવો સાહસ વાક્ય ઉપયોગ કરો છો એનું પરિણામ સારૂં થવાનું નથી! વાતની ઉત્પત્તિનો વિચાર કરો! ભુમિ કેવી છે! અને તેમાંથી કેવા ફળની આશા રાખો છો. વિષ અમૃતરૂપ દેખાતું હોય, તો પણ તે મોતનું કારણ થાય છે!

## श्लोक.

अनिष्टादिष्टलाभेऽपि, नगतिर्जायतेशुभा ॥
यत्रास्तेविषसंसर्गो, ऽमृतंतदपिमृत्यवे ॥

બુરામાંથી સારૂં ફળ મળે તોપણ તે પરિણામે સારૂં નથી રહેતું. જેમાં વિષ મળેલું છે એવું અમૃત પણ મોતનું કારણ થાય છે. (એટલે ઉપરથી અમૃતરૂપ જણાય છે) પણ વાસ્તવિક તે વિષજ છે.

ભર્તૃહરી--અરે વિક્રમાદિત્ય, તું હવે વધારે ન બોલ; કેમકે તારા અસત્ય ભાષણથી મારા કર્ણ અપવિત્ર થાય છે; અને તારૂં કલી સ્વરૂપ જ્યાં સુધી મારા રાજમાં છે ત્યાં સુધી મારી પ્રજાને કલેશ રહે છે; તું સત્વર આ માળવદેશ છોડીને ચાલ્યો જા; નહીં તો તારી ઘાત થઈ જશે! હજુ સુધી મારા અંતઃકરણે દયાનો ત્યાગ કર્યો નથી!

વિક્રમાદિત્ય—[એ શ્રવણ કરી જરા ક્રોધાતુર થઈ કહે છે.]

રાગ ઉપરનો લાવણીનો.

હું તજું ગ્રામ [૨] નવ નિશ્ચે રહુ આ ઠામ,
લાજે જનુંની માહરી. જો ઘડી કરૂં વિશ્રામ વણ.

હે ભરથરી! જેના અંતઃકરણમાં એક પણ દુષ્ટ સંકલ્પે આજ સુધિ પ્રવેશ કર્યો નથી; અને જેણે જેષ્ટભ્રાતા પિતા, અને તેની

સ્ત્રી માતાસમ જાણીને એક નિષ્ઠાથી પુત્રવત આચરણ કર્યું છે. અને જે પોતાને આદીત્યવત શુદ્ધ સમજે છે, તથા અદ્યાપિ બ્રહ્મચર્યનું સંરક્ષણ કરેછે; એવા એક કૃપાપાત્ર નાના ભાઇને, હે પિંગળાના પતિ, તું એક નીચ. પ્રપંચી શાસ્ત્રનિંદિત કલેશ મુળ, કપટ સ્વરૂપ, નર્કદ્વાર નયની સ્ત્રીના વચનપર વિશ્વાસ કરીને નિર્લજ ઠરાવી જૂઠો આરોપ છોડેછે, ને સ્વમુખથી દેશનિકાલનું કહે છે, તો હું સત્વર આ માલવદેશ છોડીને અરણ્ય ભુમી વિશે ચાલ્યો જાઊંશું. અને તારી જીંદગાનીમાં આ ભુમીનું પુનર્દર્શન નહીં કરૂં. એ યાદ રાખજે.

છપય છંદ.

શુણ સ્ત્રિજિત ભૂપાળ, અરણ્યમાં વેગે જાઊં;
ધિક વિક્રમ મુજ નામ, માળવાનું અંન ખાઊં;
શુણ યુવતી જિત ભ્રાત, બુદ્ધિ બગડી તુજ અંગે;
થયો કામવશ આપ, પિંગલા પાપી સંગે;
તેં બંધુ બેલ તોડી ભલે, ફરી ન સાંધો લાગશે;
પણ યાદ રાખજે ભરથરી, પસ્તાવો પૂરો થશે!

હે ભરથરી કદાચીત દૈવયોગથી સત્ય અસત્ય જાણવાનો પ્રસંગ તુને આવશે તો ત્યારે તુંને આ ત્રિભુવનમાં કોઇને નથી થયો, એવો મોટો પશ્ચાતાપ અને ખેદ ઉત્પન્ન થાશે, એ પક્કું યાદ રાખજે. (પૃથ્વીને નમન કરતાં) અયિ માલવભુમિ! જય ધરતી મૈયા! હવે છેલ્લા પ્રમાણુમ તુંને! છેલ્લા રામ રામ તુને! જય ભરતભુમીની રસ પુર્ણ પુત્રી! (ભરથરી તરફ હાથ કરીને!) આ કામાંધ ભ્રાતનું નિર્દોષપર અસત્ય ભાષણ શ્રવણ કરી કોપ કરીશમાં. અને હે વીરમાતા! આ કૃતઘ્ની બંધુનું કલ્યાણ કરજે! તેનાં હૃદય ચક્ષુ ઉઘાડજે! તથા આ ત્રિયા પાસબદ્ધ ભરથરીને પ્રપંચી પિંગળાના અંધતમ મોહમાંથી મુક્ત કરજે! અયિ અવન્તિકા ઉજ્જયીની! તારી પ્રજાને શાંતિ થાઓ! શાંતિ થાઓ! (પછી પોતાના મનને) જય અબધુત નિરંજન: ચલ, અબ અરણ્યમેં!!

(એટલું કહી નિકળી જાય છે.)

ભર્તૃહરી—(એ સાંભળી સ્વગત) કામાંધ વિવેક હીનને પાછળથી અકલ બહુ સુજે છે; પરંતુ એ બધું તુચ્છ ને નિરાધાર સમજવું! મારી પ્રાણપ્યારીનું કહેવું કદી અસત્ય હોય નહીં. ચાલ. હવે મહાંકાળેશ્વર જવાનો સમય થઈ ગયો છે, માટે શિવાભિષેક વસ્ત્ર ધારણ કરી લઉં.

(એમ કહી ભરથરી પણ ત્યાંથી ઉઠે છે.)

(અંક ત્રીજો સમાપ્ત.)

—❦—

# અંક ૪ થો.



## પાત્રો.

ભર્તૃહરી........................... માલવદેશનો રાજા.
દીર્ઘદર્શી........................... તેનો પ્રધાન.
શુરસેન........................... તેનો સેનાપતિ.
વિદુષક........................... તેનો મશ્કરો મિત્ર.
પિંગળા........................... તેની માનીતી રાણી.
મધુરવદંતી........................... પિંગળાની દાસી.
અશ્વપાલ........................... પિંગલાનો યાર.
કલાવંતિ........................... એક ગુણિકા.
ગુણસુંદરી........................... તેની દાસી.
ગુલાબચંદશાહ...........................
માણેકચંદશાહ........................... } ઉજ્જયિનીના ગૃહસ્થો.
પ્રેમાણંદશાહ...........................
પ્રતિહાર........................... એક દ્વારપાળ.



## પ્રવેશ ૧ લો.

### સ્થળ—અશ્વશાળા.

અશ્વપાલ—(ફળ હાથમાં લઈ સ્વગત વિચારે છે).

વાહ ફળ તો અમર હોજાવે, એસા હે ! મગર યહ ખાનાં ઉસમેં બિચાર હે ! ક્યું કે જબ રાણી પિંગળાને અપની દોસ્તીકે ખાતર યહફળ મુઝકું દીયા. તબ અપના એસા કોન દોસ્ત હે કે ઉસકું યહ ફલ દેવે, ઊસકા બિચાર કરે. *(જરા વિચારીને) મેરી દીલજાન કુબોધાકે બાસ્તે રખે તો અચ્છી બાત હે ક્યું કે ઉન્ને પિંગલાકી દોસ્તી કરવાઇ તો યહ મીલા, ઓર વિક્રમાદીત્યકા ઘાટ ઘડના ભી ઉનોને કાગજમેં લીખકે ભેજા, મ-

ગર વો અબ ઇધર રેહેનેવાલી નહિ હે, ઓર ઉસ્કા બદનભી અચ્છા નહીં હે તબ કીસ્કુ દેયગે?
હાં રાણી પાસ તો તક મીલે તબ જાતેહેં, મગર સારા દીનકી મોજ તો મેરી પ્યારી કલાવંતી ગુણિકાસે હોતી હે; બરાબર હે! અચ્છા યાદ આયા! યહ ફલતો કલાવંતીકુ દેના. જીસકે લીયે ઉસકા જોબન, ઓર અપની મઝા સદા બની રેહેગી. વો હે ગુણિકા, તોભી એક પ્યાર સચ્ચા મેરેપર રખતી હે, ઓર મુઝકું અપના ખાવીંદ ગીનતી હે! દુસરે પુરૂષ તો ઉસકું ભાઈ બાપ હેઇ! મગર ઇસ ફલકે દીયે મેરેપર ઉસકા ઓર જાસ્તી પ્યાર હોંગા, ચલ અબ ઉસકી પાસ જાઉં.

(એમ કહી કલાવંતી પાસે જાયછે.)

---

# પ્રવેશ ૨ જો.

**સ્થળ—કલાવંતીનુ વિલાસ ભુવન.**

કલાવંતી, ગુણસુંદરી ને પછી **અશ્વપાલ આવેછે.**

**કલાવંતિ**—(દાસી પ્રત્યે) કહ્યું ગુણસુંદરી અબીતો યહ ગાંઉમે અપની રોજી અચ્છી તરહસેં ચલતી હે, કયુંકે અછે અછે ગૃહસ્થ ઇધર આતે હે.

**ગુણસુંદરી**—હાં બાઇસાહેબ, આપકા સ્વરૂપ દેખકે સારે શેહેરકે મનુષ્ય આપમેં આતુર હો રહે હે!

**કલાવંતી**—રાજાભી મેરેપર બહોત પ્યાર રખતે હે.

**ગુણ૦**—હાં આપકી અમૃતરૂપી બાની ઓર અપ્સરા જેસા બદન ખુબસુરત ઓર જેસા નામ તેસાઈ કલાવંતી ગાયન સબ બાતકી તરતીબ હે તો રાજાજી આશક હોવે ઉસમેં કયા આશ્ચર્ય હે!

**કલાવંતી**—(અશ્વપાળ યાદ આવ્યાથી) ગુણસુંદરી વો મુરખ આજ કયું નહિ આયા?

**ગુણ૦**—બાઈ, ઉસકા કુછ એક ઠીકાના નહીં હે!

**કલાવંતી**—દાસી, આજતો બહોત મદ્યપાન કરાકે બેભાન કર પૈસે ટકે સબ ખુંચ લેનાં.

ગુણ૦—બાઇ, એસા કરનેકી જરૂર નહિ હે, ક્યુંકે વો આપકું દે-
ખતેઇ દીવાના બનજાતા હે, તુમારા ગુલામકું બેભાન કરનેકી
ક્યા જરૂર હે!

નેપથ્યમાં—

ખોલીયો. દેર ક્યું હોતી હે! વો તો મેં સુખલેર અશ્વપાલ હું.

ગુણ૦—(એ સાંભળીને) બાઇ, અકલકા બારદાન આયા!

કલાવંતિ—હાં એસા હે તોજ અપની પાસ આતા હે, જા
દ્વાર ખોલ.

(દાસી જઈ બારણું ઉઘાડે છે.)

સુ૦અશ્વપાલ—(પ્રવેશ કરી હાથ ગળામાં નાંખીને) ક્યું પ્યારી, ત-
બીયત તો અચ્છી હે?

કલાવંતિ—હાં અશ્વપાલજી આજતો બડી કૃપાકી!

સુ૦અશ્વપાલ—પ્યારી, તેરી પાસ આનાં વો કુછ કિરપા કરનેકા હે?

કલાવંતિ—હાં જેસી હે તેસી મેહેરબાની સદા રખનાં, આપ તો
મેરે ખાવીંદ હો, ઓર દુસરે સબ ભઈ બાપ હે (પછી હળવે
રહીને) ક્યું મેરે પૈસે લાયે હો કે નહિ?

સુ૦અશ્વપાલ—(દેવાને શક્તિવાનજ નથી તેથી) હાં વોતો ભુલ ગયા
હું કલ લાઉંગા.

કલાવંતિ—એસે ચલે? આપ દાનશમંદ હો. બિચાર કરો!

સુ૦અશ્વપાલ—કલ જરૂર લાઉંગા. એસી અધીર ક્યું રખતી હે?

કલાવંતિ—તુમ જાનતે હો કે હમારા નિભાવ ઉસપર હે. પૈસા દીયા
બિન ચલેગા નહિ, ચાય તો અભી જાકર લેઆઓ. નહિ તો
આજસેં—

સુ૦અશ્વપાલ—તેંતો હર હમેશ મીજાજ ઓર ઠઠ્ઠા બાજી બહોત
કરતી હે.

કલાવંતિ—અશ્વપાલજી યહ ઠઠ્ઠા બાજીકી બાત નહિ, મેં સચ્ચ કહ-
તી હું. હમારા પૈસા રહેગા તો આગે રાજ—

સુ૦અશ્વપાલ—(સ્વગત) ઇસકા પૈસા દિયાબીન ચલેગા નહિ,
(પ્રકાશ) તેરી સોગન કલ લાઉંગા, આજ બોલનાં બંધ રખ.

કલાવંતિ—(એટલામાં નવ લાખની જરીયન સાડી જે રાણી પીં-ગલાએ આપેલી છે તે માથે ગોપવીને ફેંટો બાંધેલો તેનો છેડો નજરે પડવાથી પોતે ગળામાં હાથ નાંખીને) મેરે ખાવીંદ બુરા લગા હોવે તો માફ કરનાં, મેતો ગમતકે બાસ્તે સહજ કહતીથી.

સુ૦અશ્વપાલ—તો ભેભી એસાઇ સમજતા હું, તુજે દુસરા હે કોન?

કલાવંતિ—એક તુમ ઓર દુસરા સાહેબ ધણી. (એમ કહી ફેંટા-પર હાથ નાંખી ઉતારી નાંખેછે) ઇસમેં યહ ક્યા હે?

સુ૦અશ્વપાળ—(સ્વગત) યહ અચ્છા નહિ હુવા, દીયા બીન ચ-લેગા નહીં (પ્રકાશ) વો તો અપને ભ. પંધકા હે સો બાંધનેકુ દીયા હે.

કલાવંતિ—હાં તુમારે ભાઇબંધકા તબ વોતો હમેરા! ઇસકી સાડી અચ્છી હોગી.

સુ૦અશ્વપાલ—દુસરેકી બસ્તુ અપને કેસેં દેવે? બાઇ!

કલાવંતિ—બાઇ કીસકું કહતે હો. આપતો મેરે ખાવિંદ ઓર મેં તુમારી ઓરત (દાસીને) દાસી! અચ્છા એક દારૂકા પ્યાલા લા.

સુ૦અશ્વપાલ—(મનમાં) હાય હાય, યહ સાડીતો ઇને પચાઇ, અબ ખુંચ કર ભાગુગા તોભી અચ્છા નહિ (પ્રકાશ) મેરી તું ઓરત હે! તબતો યહ સાડી તુઝકુ દીયા! મગર પ્યારી યહ જાહીરમેં પહીરનાં નહીં. ક્યું કે મેરા ઇજતદાર દોસ્તકી હે તો કોઉ દેખેતો બડા ટંટા હો જાય!

કલાવંતિ—યે ડર નહીં રખો મેંતો જબ હિંદુસ્તાનકી મુસાફરીમેં જાઉંગી તબ ઉધર પહીરૂંગી.

સુ૦અશ્વપાલ—બહોત અચ્છા, (પછી ફળ યાદ આવ્યાથી દોસ્તી ખુબ પાકી કરવી એવું ધારીને) બસ બસ એક ખબર હે!—એક ફલ તેરે ખાતર લાયાહું, જો ઉસકું ખાવે વો અમર હો જાય એસા વો ફલહે!

કલાવંતિ—એસા ફલહે તુમારે પાસ! વાહ! તુમભી બડે લોક હો! કહાંસેં મીલા!

સુ૦અશ્વપાલ—રાય વાંસે મીલા, તેરે ખાના હોવે તો બોલ.

કલાવંતિ—( કપટથી ) આપ મેરે ખાવિંદ આઓ ઓર અમર હો જાઓ !

સુ૦અશ્વપાલ—( સ્વગત વાહ ! મેરે પર કેસા પ્યાર હે ! ઈસકું વો યહ દેના ચઈએ ! ( પ્રકાશ ) મેં યે ખાઈકે ક્યા કરૂં તુમ મરજાઓ ફીર મેરા ક્યા હવાલ !

કલાવંતિ—સો તો તુમ બિચાર કરો, તુમારેકું તો હજાર હોગી, ઓર મેરેકું તો તુમ એક હો.

સુ૦અશ્વપાલ—( આપેછે ) બસ, પ્યારી, લે, અબિ મેરી નજરૂં ખા જા.

કલાવંતિ—એસી બસ્તુ, કુછ સ્નાન ધ્યાન કર ખાની ચઈએ. કલ સુબેરમેં ખાઉગી.

સુ૦અશ્વપાલ—અચ્છા, ઉસ વખત, જરૂર ખાના. કોઉકું દેના કે દીખાનાં નહિં.

કલાવંતિ—ઈસ બાબત બીલકુલ ફિકર નહિં રખના.

સુ૦અશ્વપાલ—અબ મેં જાતાહું.

કલાવંતિ—કલ, દુપેરકું જરૂર આના, ઓર અપના પૈસા સંગ—( પછી જરા વિચારીને ) ભુલ ગઈ ! હોવે તો લાના.

સુ૦અશ્વપાલ—હજુ હાંસી કરતી હે ?

ગુણ૦—અશ્વપાલજી, પધારો, મેરી બાઈકું વો એસી આદતહે !

( અશ્વપાલ જાયછે. )

કલાવંતિ—દાસી, પેટી ઈધર લા.

( દાસી પેટી લેવા જાયછે, ને વાંસેથી પોતેજ ઓરડામાં જઈ ફલ પેટીમાં મુકવાનું ધારી ત્યાંથી ઉઠેછે. )

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—દીર્ઘદર્શીનું વિચારભુવન.

### દીર્ઘદર્શી, શુરસેન, ને વિદુષક.

દીર્ઘ૦—(સેનાપતિ પ્રતિ) કેમ શુરસેનજી, શું ધાર્યું ? હવે અવ્યવસ્થામાં બાકી રહી નથી !

**શુરસેન**—હા. પ્રધાનજી. સૈન્યમાં પણ ગરબડ થતી જાય છે, કોઇ આજ્ઞા માનતું નથી !

**વિદુષક**—સાંભળ્યું કે કાલ તો રસ્તે તમારો ઓચ્છવ થયો ?

**શુરસેન**—તું તારે એવાંજ શોધતો રહેજે, હવે આ વખત હાંસી કરવાનો નથી !

**વિદુષક**—તે ખરૂં. પણ તમને અક્કલ આવી તે મોડી આવી ! હવે ઝેર રંગોરગ બાપી ગયું તે ઉતરશે ખરૂં કે ?

**દીર્ઘ**૦—( વિદુષકને ) હવે કાંઈ થાય તો ઠીક. તું મહારાજનો પરમમિત્ર, જે ગણીએ તે છે.

**વિદુષક**—જે ગણીએ તે નહીં ને ચોકીનો ચાકર ખરો ! ભલેઃ હું સાથે કહેવા લાગીશ, તમે કડવાં વચન કહેશો તો મીઠાં હું કરીશ. બાકી એકલો બોલીને એકમાંથી બે આબરૂ નહીં કરૂં.

**દીર્ઘ**૦—તેની ફિકર નહીં, એતો અમે ચોકસ નિશ્ચય કર્યો છે કે મહારાજાના મુખપર આજ કહેવું.

**વિદુષક**—અમે તો કહીને શમસ્યાનો સંહાર કરી નાંખ્યો, હવે તમે કહી જુઓ; પણ શું કહેશો !

**દીર્ઘદર્શી**—હાલની મહારાજાની વર્તણુક વિશે. સ્ત્રીમાં અતી લુબ્ધ થયા, તેથી રાજ પાયમાલ થવા લાગ્યું છે ઇત્યાદિ.

**વિદુષક**—(સેનાપતિ તરફ જોઇને) અને તમે, શૂરસેનજી.

**શુરસેન**—અમે પણ કહીશું કે, સર્વ સરદારો ઉન્મત્ત અને સુસ્ત થતા જાય છે, શિક્ષાની ધાસ્તી કોઇને રહી નથો. મરજી હોય તો કહીએ તે સાંભળો, નહિ તો આ તમારી નોકરી.

**વિદુષક**—ના, બંનેએ હામ તો ઠીક ભીડી છે. પણ જે વખતે કરડાં નેત્રવાળો ને છટાદાર ભાષણવાળો, બંકો ભરથરી આવી ઉભો રહેશે તે વખતે અજા સિંહનો ન્યાય જણાઈ રહેશે.

**દીર્ઘદર્શી**—તેની શેહેથી હવે અમે દબાવાના નથી. સ્પષ્ટ તેમના મુખપર કહેશું.

**વિદુષક**—પ્રધાનનો ધર્મ તો એજ છે કે રાજા અવળે રસ્તે ચાલતો

હોય તો તેની ભુલ તે નામુખપર કહેવી. પણ એવા નિમકહલાલ પ્રધાન વિરલા-બાપ વિરલા.

**શુરસેન**—(વિદુષકને) તારૂં કહેવું બરાબર છે.

**વિદુષક**—બરાબર કેમ ન હોય ! એ મારા સંભારણથી સૌને સીધી સડકપર ચલાવ્યે જાઉંછું. પણ તે મહારાજા કબુલ રાખે છે તો.

**દીર્ઘદર્શી**—તેવો તું રાજભક્ત છે ત્યારે મહારાજાને કેમ કાંઈ કહેતો નથી !

**વિદુષક**—મારી કાયા જુઓ સુકાઇને રહી છે સવા મણની, ને તમારી શુણીને થઇ છે સાત મણની, તેમ વચનનું વજને ઓછું ! (શુરસેન પ્રતિ) કેમ ! નાને મોઢે મોટી વાતો થાય ! ને પડખાવિના પગલું ભરાય ?

**શુરસેન**—સાચું કહે છે, એમાં હિમ્મત ઘણી છે. પણ કર્મ ન મળે.

**વિદુષક**—કર્મે નથી, ને શરમે નથી, હું તો હાથે કરીને હળવો થાઉંછું.

**દીર્ઘદર્શી**—ભલે, ત્યારે આજ અમારી વાત ઉપાડી લેજે; અમે તારે પડખે રહેશું. મહારાજ કદી કોપી જાય તો, તારૂં ગુજરાન અમારા ઘર માથે સમજજે.

**વિદુષક**—ને તમારૂં તેમ થાય તો મારા ઘર માથે નથી, એ પણ ભેગું સમજી રાખજો.

**શુરસેન**—ના, ના. એ નહીં, પાછો ટોળે ન ચડ.

**વિદુષક**—બહુ સારૂ ત્યારે. ચાલો, કચેરીમાં, પણ બીજી ખબરછે કે?

**દીર્ઘદર્શી**—બીજી કઈ ખબર ?

**વિદુષક**—ઓ ધર્મ રાજાના અવતાર, વનમાં વિચર્યા !

**દીર્ઘદર્શી**—હા, એ માલુમ છે. વિરસિંહ પ્રતિહાર તરફથી ખબર મળ્યા છે, ત્યારનું મારે તો અન્ન પાણી હરામ છે. અફસોસ એટલો કે ખબર મોડા મળ્યા !!

**શુરસેન**—મારે પણ એજ રીતે છે; મહારાજાને મોંપર કહેવાનો કાંટો પણ એથી આવ્યો છે. વિદુષક એ શેમાંથી હશે ?

**વિદુષક**—એ ઝાળ પણ ત્યાંથીજ ઉઠી છે. જીવના વનમાં ગયા એટલું સારૂં છે !

**દીર્ઘદર્શી**—હાય હાય! એ અનાથના બેલીને દેશવટો દીધો !

**વિદુષક**—હવે પાપનો ઘડો ભરાઈ રહ્યો છે, ફિકર ન રાખો. આજ કાં કાલ ! કાંતો આ માલવ માતામાં મહારાજ નહિં કાં મહારાણી નહિં, ને કાંતો મારો દેહ રહેવો નથી.

**દીર્ઘદર્શી**—તેમાં તને શું છે.?

**વિદુષક**—કાંઈ નવા જુની થઈ તો મારાથી આંખે નહિ જોવાય. વિક્રમાદિત્ય વિંધ્યાચળમાં તો આ વિદુષક વિકટાચલમાં એ ચોકસ જાણજો.

**દીર્ઘ૦**—(આંખમાં આંસુ લાવીને) ભાઈ, એ હવે બધું રહેવા દે. ને કચેરીમાં ચાલો.

**વિદુષક**—બહુ સારૂ ચાલો, તમે જાઓ ને હું પણ વાંસેથી આવુંછું.

( એમ કહી ત્યાંથી સૌ નિકળે છે. )

---

# પ્રવેશ ૪ થો.

**કલાવંતિનું પુજનગૃહ.**

**કલાવંતિ**—(સવારે ફળ હાથમાં લઈ સ્વગત વિચાર કરે છે.)

**રાગ પ્રભાત.**

( ડોલરે જોબન મદમાતી ગુજરીયાં. એ ચાલ. )

અમર ફલ આવ્યું આ, શું તેનું તો કરવું રે;
આપણે ખાવું કે એતો, રાજાને જઈ ધરવું રે. અમર.
આરે અવતારે હું તો, ગુણિકા કહાવું રે;
મુરખે તો આપ્યું મુને, અમર શું થાવું રે. અમર.
નીચ કર્મ આવું સદા, અમર થઈ કરવું રે;
ભર્તૃહરી ભુપને એ જઈને મારે ધરવું રે. અમર.

યહ અમરફલ જેસી અનુપમ બસ્તુ વો મુરખને તો મુઝકું લાકર દી; મગર યહ ફલ ખાયા અવલ બહોત બિચાર કરનેકા હે, ક્યું કે ઇસ વકત મુઝે એસા માહાનિંદ્ય નીચ બેશ્યાકા અવતાર મીલા હે; જીસમેં નિરંતર બ્યભિચારરૂપ પાતકી કર્મ કરનાં પડતા હે; હર હમેશ છલ, કપટ, પ્રપંચ ઓર કૃત્રિમ ભાષણરૂપી શસ્ત્ર

સજકે નિષ્કપટી અંતઃકરનવાલે, કામી જનોકું ફસાકર ઉસકે સર્વસ્વ હરન કરતી હું; જીસ પાપકે બડે ઢેર કે ઢેર હો ગયે હે, ઇસમેં એસી દુષ્ટ અવસ્થા સતત ભોગનેકે બાસ્તે યહ અમરફળ પ્રાશન કર તૈયાર હોના. વો જેસી મુર્ખાઈ દુસરી નહીં હે. ઇસ અવસ્થાસેં તો જેસેં સદ્ય બન શકે તેસેં મુક્ત હોનેકા ઉપાય કરનાં વો અચ્છા હે. દુષ્ટ માબાપને પૈસાકા લોભસેં યહ કામવંતિકે ગૃહમેં મુઝે બે ચકર ઇસ મૃત્યુ લોકમેં નરક નિવાસ સદનંતર દીયા વો માતા પિતા તો સદા નરકમેં બાસ કરેંગા, મગર મેરે યહ અવસ્થા કાયમ રખની, વો કીસ ભવકે બાસ્તે? તસ્માત્ યહ ફલ કોઉ રાજાકું દેકર ઉસ બદલ દ્રવ્ય લેનાં વો અચ્છા હે! ઓર એસે રાજા (જરા વિચાર કરીને) તો અપના મહારાજ ભરથરીજ હે!! જો અમર હોકર મેરા જીવિત પર્યંત પ્રતિપાલન, ઓર સદા પ્રજાકા ન્યાય નિતિસેં રક્ષન કરેંગા; ઓર ઉસકી ધર્મ દેહી જુગોજુગ કાયમ રહેગી; (દાસી પ્રત્યે) ક્યું ગુણસુંદરી, યહ બિચાર કૈસા હે?

**ગુણસુંદરી**—

(સુલોચના સ્થિર થા મારા પ્રાણ એ રાગ.)

સુબુદ્ધિ એ ધારી મોરી બાઈ (૨) ધારી શુભ મતી રે.
આ અવતારે નીચ, કોઇ દીન થાય શુભ ગતીરે. સુબુધિ.
પાપનાં કર્મ (૨) છે કર્મ આપનાં રે.
એ ફળ ખાઇ આપ પડશો, ભવતણા તાપમાં રે. સુબુધિ.
ભરથરી ભૂપ (૨) ભૂપ ભરથરી રે.
એ ફળ લેઈ દ્રવ્ય થકી આપણને, દેશે ન્યાલ કરી રે. સુ.
બાઈ, યહ બહોત ઉત્તમ બિચાર હે! યહ ફળ તો મહારાજ ભરથરી કુંઇ દેનાં,

**કલાવંતિ**—અચ્છા તબ, ચલ, આજ નૃતગાનકા દીનભી હે; સજ હોકર રાજ સભામેં જાવે! (દાસીને) જા, તું વસ્ત્રાલંકાર પેટીમેંસે નિકાલ, ઓર મેં યષ્ટીમધ્વર્ક પી લેતી હું.

**ગુણસુંદરી**—બહોત અચ્છા, બાઇસાહેબ, (એમ કહી બંને ત્યાંથી ઉઠેછે.)



# પ્રવેશ ૫ મો.

**ભર્તૃહરી, દીર્ઘદર્શી, શુરસેન, વિદુષક, કલાવંતિ,**

**અશ્વપાળ ને પ્રતિહાર.**

**ભર્તૃહરી**—કેમ દીર્ઘદર્શી આજકાલ રાજવ્યવસ્થાતો ઠીક ચાલેછેનાં? કોઈ બંડ બખેડો સાંભળવામાં આવ્યો નથી!

**દીર્ઘ૦**—મહારાજ, આપને ત્યાં એવાં સાંભળવામાં ક્યાંથી આવે! અમારૂં ચિત્તતો આજકાલ એક ઘડી પણ સ્થિર નથી!

**શુરસેન**—મહારાજ, અમારે અરજ કરવી હશે તે આપને કહું.કે અમે બીલકુલ પ્રધાનજી પાસે નહીં જઇએ.

**દીર્ઘ૦**—(જરા તપીને સેનાપતિને) અમે કઈ બાબતમાં તમારાપર ગેરવાજબી હુકમ લખ્યો છે?

**શુરસેન**—ગેરવાજબી હું નથી કહેતો, પણ આપના સગાની બાબતમાં આપને બહુ આગ્રહ રહે છે.

**ભર્તૃહરી**—બરાબર (દીર્ઘદર્શી) એવી ખોટી પક્ષ ન કરવી!

**દીર્ઘ૦**—મહારાજ આપ તજવીજ કર્યા વગર સહેજ વાત સાંભળી મુને કહોછો, તો ઠીક છે, પણ એક આખો દિવસ પણ કામપર બેસો તો આપના ધ્યાનમાં હાલ શુંશું ચાલેછે તે બધું આવે.

**ભર્તૃહરી**—રાજનું સઘળું કામ મેં તમને બેઉને સ્વાધીન કર્યું છે, ને હવે તમારે વખતો વખત મારી શી જરૂર છે! અને આમ એક બીજા લડોછો શા માટે?

**દીર્ઘ૦**—મહારાજ શુરસેનજીને વાતવાતમાં વૃથા તકરાર ઉઠાવવી એજ એમનો હેતુ છે.

**શુરસેન**—રાજનો ઉત્તર ભાગ અરધ પૈસે વેચી માર્યો એ કરતાં અમારો હેતુ સારો છે.

**દીર્ઘ૦**—તે, ભલે, તમે સાબીત કરી દેજો, નીકર તમે જે લાંચ ખાધી છે તે સાબીત કરી દેવા હું તૈયારછું. (રાજા પ્રતિ) મહારાજ, આ બધું કારણ આપની ગેરહાજરીમાંથી ઉત્પન્ન થાયછે, અને તેથી રાજને નુકસાન છે, વખતનો એક તૃતીયાંશ પણ શાસ્ત્રાનુ-

સાર રાજકામમાં ગુજારાય તો સારૂં છે પછી આપની મરજી

નેપથ્યમાંથી—

**વિદુષક**—એ જામી ગઈ છે કે ? એ વાંકુતો શુરસેનજીને હશે )પ-છી પ્રવેશ કરે છે.)

**શુરસેન**—(એ સાંભળીને) મહારાજ જે કાંઈ લગાડે છે તે બધું આ જંગલી લગાડે છે, એ વચમાં બોલીને આંટી પડાવી દે છે.

**વિદુષક**—મહારાજ, આ શુરશેનજી બોલે ત્યાં બમણું જાન કરે, ને પછાત આય તો પણ પોતાની વાત ઉપર !

**શુરસેન**—(સ્વગત) ચુગલખોર, ખુશામતખોર, ને મસ્કરા માણસથી હારવું એ ઉત્તમ છે. (એમ ધારી મૌન્ય રહે છે.

**દીર્ઘ૦**—રાજેંદ્ર, અવ્યવસ્થામાં બાકી રહી નથી, તકરારો નવી ઉ-ત્પન્ન થતી જાય છે, માટે આપ વિચારો કે ઘણો વખત--

**વિદુષક**—એક દુહો સાંભળો-પછી બોલો.

**દીર્ઘ**—શું છે બોલ ?

**વિદુષક**—

જલકા ડુબ્યા નિકસતે, જો કુછ તારા હોય,
જો કોઉ ડુબ્યા ઇશકમેં, નિકસ્યા સુના ન કોય.

માટે આપનું કહેવું વ્યર્થ છે, ઇશકમાં જે ડુબે એ કેમ બહાર નિકળે? અરે ભાઈ ડુબે તો સૌએ પણ ડુબ્યે ડુબ્યે ફેર છે. આ-વડ્યું જોઇએ, અમે આજ કાલ ઘેર શણગાર સજાવીએ છીએ. અને થોડે થોડે ડુબતા જઈએ છીએ, છાતી સુધી પાણી આવ્યું છે, ને માથા ઉપર થઈ ગયું તો આ બંદા નિકળવાના નહિ, પછી ભલે. ધર ધુળધાણી ને રિધસિધ રાખ થઈ જાય, માટે જે કરવું હોય તે હમણાં કરો, પછી કહેશો કે કહ્યું નહિ, તેટલા માટે આગ-ળથી ચેતાવીએ છીએ.

**ભર્તૃહરી**--(પોતે પોતાનાપર કહે છે એવું સમજ્યા. છતાં જાણીને ગમત સારૂ) એમ તું પણ ઇશકમાં ડુબે છે ખરો કે ?

**વિદુષક**—ડુબે કેમ નહિ ? તમારો રોજનો ઉપદેશ તે કહેવું આ-લી જાય !

**દીર્ઘ૦**—કહેવું તે—

**વિદુષક**—(પ્રધાનને) અચકાઓછો શા માટે ? કહો તે કહેવું ને વળી તેમ વર્તવું-

(રાજાપ્રતિ) સવારનું સુખ તો તમારી આગળ વર્ણવ્યું છે અને બપોરે પણ તેવીને તેવીજ મોજ માણીએ છીએ. અને રાતે તો જાણે કામદેવની અસતરી, કોનો ભાર કે પાસે ઉભો રહી શકે !

**ભર્તૃહરી**—બપોરનો વૈભવ કેવો છે, બોલ જોઇએ !

**વિદુષક**—સાંભળો ત્યારે કહુંછું:-બપોરે બાર છોકરાંની પંગત કરીને જમવા બેસી જાઊંછું; ને છોકરાંની માતો બેઠી બેઠી માંખી યું ઉડાડે. ને એનું મોઢુ જોઊં ત્યારે ગળે કોળીઆ લપઠ દઇને ઉતરે; અને કાંતો ભેળીએ બેસાડીએ.

**ભર્તૃહરી**—તે વખત તારી સ્ત્રીનો શણગાર કેવો હોય છે !

**વિદુષક**—શણગાર ? સાંભળો મહારાજ.

(નાચતાં કુદતાં ગાય છે.)

આંખે આંજણ એક શેરછે, પરસેવો પાંચ શેર,
લપઠ લપઠ ખાઇએ લાફશી, કોળીઆ દીધાની લેર;
શણગાર શુણોરે બપોરનો.

દુધનાં બે ઝરણાં ચાલ્યાં જાયછે, પીયે છોકરાં ધરાઇ,
વધે તો હું એ લઊં ભાતમાં, જાણે ભેંસરે વીયાઇ;
શણગાર શુણોરે બપોરનો.

(એ સાંભળી સૌ ઘણા હસે છે.)

**ભર્તૃહરી**—તુંએ એ ભાતમાં લે ખરો કે ?

**વિદુષક**—(ગાલે લપડાક મારીને) એતો ભુલથી કહેવાઇ ગયું ! વધે તો પડી જાય ભાતમાં એમ છે. પણ સાંજનો વૈભવ સાંભળ્યો-છે ? એતો એક—

**ભરથરી**—ભળા ભળો એ પણ બોલ.

**વિદુષક**—સાંભળો ત્યારે:—

પાટા પાડીને સેંથા પુરીયા, થોડા છુટા રાખ્યા કેશ,
કાજળ લપરેડા કાનસુધી ગયા, જાણે કાળીનો વેશ.
શણગાર શું વર્ણવું રે સાંજનો.

બીજાત બીજાવે સવા લાખની, માકડ મચ્છરનો નહિ પાર,
વાટડી જોતાં ને આંઇ આલોટતાં, કલોલ કરતાં અમારી
નાર, શણગાર શું વર્ણવું રે સાંજનો.
(મુજ્યો કહીને માંઇ આલોટતાં એમ કહેછે.)
ત્યાં અમે મોલડેરે પધારીએ, મોજનું માણીએ સારી રાત;
આ રાજસી પોશાકે જાણે મોલડે, મને જોયો કે આંધળી
ભીંત શણગાર શું વર્ણવુંરે સાંજનો.
મોડા જઇએતો પાટુ આવી પડે, આવી જઇએ બથો બથ;
હરાવીને પાડી દીયે કોડમાં, વાગે ઢાંઢાના પગ.
શણગાર શું વર્ણવુંરે સાંજનો.

**ભર્તૃહરી**—હેવાન, તું મારી પાસે રહેછે, પણ તારામાં કાંઇ વિવેક કેમ નથી આવતો ?

**વિદુષક**—માહારાજ, એમાં જેમ વધારે મેહ પેસારીએ તેમ પેસે; ને પાછળથી થાય પસ્તાવો. માટે પેહેલથીજ રાખીએ દોષદ્રષ્ટિ, તો પામીએ ન કષ્ટી, ને વખાણે આખી સૃષ્ટી.

**ભર્તૃહરી**—મિત્ર વિદુષક તારાં અન્યોક્તિ ભાષણથી તથા આજના પ્રધાન, તથા સેનાપતિના કહેવાનો ભાવાર્થ હું બધો સમજ્યોછું, પણ તમારી બધાની એમાં ભુલ છે.

**વિદુષક**—એતો અમને ખાતરી છે, જ્યારથી પરગજુ ભાઇને દેશવટો દીધો ત્યારથીજઃ—

**દીર્ઘ૦**—(ગદ ગદ કંઠે) મહારાજ, એ શું? શીળના સ્વરૂપ ને પુન્યની પ્રતિમા? વિક્રમાદિત્યને દેશવટો!! હશે, આપેતો વિચારીનેજ કર્યું હશે!

**ભર્તૃહરી**—એ વાત એક જુદી છે. એવિશે હાલ ચરચા ન કરવી.

**વિદુષક**—( આંગળી નાકપર રાખીને ) મૌન્ય ગ્રહો ભાઈ, મૌન્ય ગ્રહો.

**ભર્તૃહરી**—જે જેને વિશે નિરસંદેહ હોય તેને તેમ કરવામાં કશી અડચણ નથી ! એતો દીલ સુજ્યાનું કારણ છે.

**વિદુષક**—ભલે ત્યારે કનક કલશનું ઝેર ધરાઓ ત્યાંસુધી પીઓ; ને થાકો ત્યારે મને કહો.

**પ્રતિહાર**—( પ્રવેશ કરીને ) મહારાજ, કલાવંતિ વારાંગના આવીછે.

**ભર્તૃહરી**—ભલે આંહીજ આવે.

**વિદુષક**—( પ્રધાન તથા સેનાપતિને ) હવે આ ખાનગી વાત બંધ રહી, ને જાહેર કચેરીમાં એનો નાચ નિરખી લઇએ. ઉમેરા ભળો ઉમેરો !

કલાવંતિ પ્રવેશ કરી મહારાજા ભરથરીને વંદન કરી બેસે છે.

**વિદુષક**—( એને જોઇને ) લ્યો, આ વળી બીજું ઝોડ આવ્યું, એ તો વળી રાંદલનો ઘોડો ખુદાવશે ! આનીએ એક પુરી મઝા છે ! !

( પછી નૃત્ય ગાન કરી બેસે છે )

**ભર્તૃહરી**—( કલાવંતિ પ્રતિ ) કેમ કલાવંતિ ? આટલા રોજ ક્યાં હતી !

**કલાવંતિ**—મહારાજ મેં દેશાટન કરને ગઇથી.

**ભર્તૃહરી**—તારા, નૃત્યગાયનથી હું બહુ પ્રસન્ન છું. તારે હવે દેશાવરમાં ફરવા ન જવું. તારા જાથુ પગારનો બંદોબસ્ત કરી દેશું.

**કલાવંતિ**—નામદારકી કૃપાસેં મેરા નિભાવ હોતા હે, પરંતુ પૃથ્વીપતિ મેં એક—

**ભર્તૃહરી**—શું છે એક ?

**કલાવંતિ**—મહારાજ મેં મેરી સંગ હિંદુસ્તાનસેં એક ફલ લાઇ હું, જો નર યા નારી ઉસકું ખાવે સો અમર હો જાય. એસા ઉનમેં ગુન હે; યે ફળ મુઝકું મીલા, તબ મેંને બીચારકયા કે યહ ફળ મહારાજા ભરથરીકે દેહીકે યોગ્ય હે, આપ અમર હોકર પ્રજાકા પાલન કરેંગે; ઓર જઇફી આપકું કદી નહીં હોયગી, ( એમ કહી રાજાના પગપાસે મુકેછે. )

**ભર્તૃહરી**—( તે હાથમાં લઇને પોતે પિંગળા રાણીને પણ એવુંજ ફળ આપેલું તેથી આશ્ચર્ય પામીને ) કલાવંતિ આ ફળ તુંને ક્યાંથી મળ્યું ?

**કલાવંતિ**—નામદાર, મુઝકું યહફલ એક જોગીને દિયા, બડા ઉત્તમ ફલ હે !

**ભર્તૃહરી**—હાં ફલ ઉત્તમ છે. પણ કઇ જગોએ, ને કયા જોગીએ, કયા ગામમા ને કયે વખતે તુંને આપ્યું ? એ બધું બોલ !

**કલાવંતિ**—(જરા શંકા ખાઇને થોથરાતી) મહારાજ એક-ગામ-હે.

દખણમેં, ઉધર–એક–જોગી–થા ઉને દીયા.

**ભર્તૃહરી**—(જરા વધારે સંયુક્ત થઇને) હિંદુસ્તાનમાં કે દખણમાં ફરૂં કેમ બોલેછે સ્પષ્ટ બોલ; જોગી હાલ ક્યાંછે ?

**કલાવંતિ**—હજુ મહારાજ હે વો ગામમેં.

**ભર્તૃહરી**—ક્યા ગામમાં ? ત્યાં હું માણસ મોકલુંછું.

**કલાવંતિ**—સો તો મહારાજ વહાંસે ચલાભી ગયા હોવે !

**ભર્તૃહરી**—બેશક ! સાચું જે હોય તે કહે. તુંને આપ્યું કોણે ? એમાં તારે શી અડચણ છે ?

( સ્વગત ) ગીતી.

ફળ પ્રિયને દીધેલું થયું અજાયબ, અહીં ગયું ક્યાંથી;
આ ગુણિકાને હસ્તક આવ્યુ, એછે ગુપ્ત ભેદ ત્યાંથી.

**કલાવંતિ**—મહારાજ. આપકું ઇસબાતકી ક્યા જરૂર હે ! નામદારકું ફલ ખાનેકી ખાહેશ ન હોવે તો મેં પીછા લે જાઉં.

**ભર્તૃહરી**—( ક્રોધ યુક્ત થઈ તરવાર કાઢીને ) એ વાત હું નથી પુછતો ! તુંને ફલ કોણે આપ્યું એ સાચે સાચું કહી દે, નહિંતો આ તરવારથી તારૂં માથું ઉડાવી દઇશ.

**કલાવંતિ**—( ગભરાઇને સ્વગત વિચારેછે ) મેરા ક્યા જાતા હે, નહી કહું તો જાન જાયગા, એ મુરખ કહાંસેભી 'લાયા' હોગા, કોન જાને કે યહ ફલ કેસા હે ? ઇસમેં ગુપ્તભી કાયકું રખના ચાઇએ ? વળી વિચારેછે કે અશ્વપાળે ચોરી કરી હશે તો મારી જઇશ તેથી (પ્રકાશ) મહારાજ એક અભયબચન મીલના ચઇએ તો યહફલકી સચ્ચી હકીકત આપકું નિવેદન કરૂં.

**ભર્તૃહરી**—જા અભયવચન છે તુંને, બોલ કોણે આપ્યું છે તુંને ?

**કલાવંતિ**—મહારાજ યહફલ મુઝકું આપકી અશ્વશાલાકા ઉપરી સુખસેર અશ્વપાલને દીયા હે.

**ભર્તૃહરી**—( વધારે આશ્ચર્ય થઇને એકદમ ) પ્રતિહાર ! સુખસેર અશ્વપાળને બોલાવ ?

**વિદુષક**—મહારાજ હમણાં અમરફળનું ઝાડ ખુબ ફાલ્યું લાગેછે, ભલા એક અમરફલથી એકજ અમર થાય !

**ભર્તૃહરી**—( ગુસ્સો છુપાવીને ) જેટલા ખાય તેટલા અમર થાય?
**વિદુષક**—પણ વૈદ્યોને ત્રણ ચાર જણા એક એક ચીર ખાઇએ તો અમર થઇએ કે નહિ!
**ભર્તૃહરી**—આપણે જે મહારાજે આપ્યું હતું તેતો એકે ખાવું એમ કહ્યું હતું.
**વિદુષક**—એની વાત હું નથી કરતો. એતો આપ જમી ગયા તેની આશાએ શી હોય? પણ હું તો આ નવા ફળની વાત કરૂંછું.
નેપથ્યમાં ચલ. સાલે. તાકીદસેં ચલ.
**પ્રતિહાર**—( પ્રવેશ કરીને ) મહારાજ અશ્વપાલ આવ્યોછે.
**ભર્તૃહરી**—કચેરીમાં બોલાવો.

( પ્રતિહાર તેને કચેરીમાં તેડી લાવે છે. )

**સુ૦અશ્વપાલ**—( પ્રવેશ કરીને ) નામદાર વંદન કરતા હું.
**ભર્તૃહરી**—(ત્વરાથી) સુખલેરીયા? આ ફળ તેં કોને આપ્યું હતું?
**સુ૦અશ્વપાલ**—( આશ્ચર્ય થવા જેવો ડોળ કરીને ) મહારાજ ફલ ક્યા? કુછ સમજા નહિ!
**વિદુષક**—( મહારાજના હાથમાંથી લઈ તેની પાસે ધરીને ) જો આ અમરફળ, તેં એ કોને આપ્યું હતું? એમ મહારાજ પુછેછે.
**સુ૦અશ્વપાલ**—( હજુ વધારે અજાણ્યાનો ડોળ કરીને ) મહારાજ યે ફલ ક્યા! ઓર મેં ક્યા! કુછ મેરેકું માલુમ નહિંહે!!
**ભર્તૃહરી**—( જરા તપીને ) તેં આ ફળ કોય દિવસ દીઠું છે કે નહીં!
**સુ૦અશ્વપાલ**—(સ્વગત) રંડીકા બિશ્વાસ હોવે! મેરા નખોદ નિકાલા! સાલીકું કહાથાકે કોઉકું દીખાનાં નહિ તો યહ બાતતો એક બાજુ રહી મગર લાકર રાજાકે હાથમેં દીયા. (પ્રકાશ) મહારાજ મેં એસા ફલ દેખા નહિં હે!
**ભર્તૃહરી**—ત્યારે તેં કેવું ફળ દીઠું છે?
**સુ૦અશ્વપાલ**—(રંક જેવો થઇને) નામદાર, મેં ઘોડાકી લીંદ ઉઠાનેવાલા. ફલ કહાંસે દેખા હોવે!!
**ભર્તૃહરી**—( ખુબ ગુસ્સાભર ) તેં દુનીયામાં કોઈ ફળજ દીઠું નથી? કમજાત. જુઠું કહેછે?

**સુ૦અશ્વપાલ**—( ગભરાઇને સાચું કહી જાય છે ) મહારાજ એક બમ્ન દેખાથા. યહફલ. યાદ નહીં આતા?

**ભતૃહરી**—ક્યારે અને કોની પાસે દીઠું હતું ? તે જલદી સાચું કહી દે.

**સુ૦અશ્વપાલ**—( બ્રાહ્મણે રાજાને આપેલું એ ખબર હોવાથી ) મહારાજ એક બમન લેજાતાથા ઉસકે હાથમે દેખાથા !

**વિદુષક**—મહારાજ એ બ્રાહ્મણે તો વસ્ત્રમાં વીંટાળી બગલમાં મારેલું હતું. ઠાણીઓ કહે છે તે ખોટું છે.

**ભર્તૃહરી**—(પોતાને પણ તે ખબર હતી તેથી) બહુ સારૂ, પણ તુંને દીધું કોણે એ સાચું કહે ?

**સુ૦અશ્વપાલ**—(પાછો ગભરાઇને) માહારાજ, મેરેકું કોઇને દીયાહે! મુઝકું યાદ નહિ.

**ભર્તૃહરી**—(તે વાત તુટતી જોઇ તરવાર કાઢીને) હરામખોર સાચું બોલ, તુંને કોણે આપ્યું એ તુંને ખબર છે !!

**સુ૦અશ્વપાલ**—(ડોકું ધુણાવતો મૌન્ય ઉભો રહે છે)

**ભર્તૃહરી**—(ઉઠી તેનાપર તરવાર ઉગામીને) કેમ નથી બોલતો ? કહી દે જેવું હોય તેવું.

**સુ૦અશ્વપાલ**—મહારાજ, કોઇ જોગીને મુઝકું દીયાહે !

**વિદુષક**—સુખલેરીયા, જંગલમાં કે ઘોડારમાં ?

**ભર્તૃહરી**—જુઠું શા માટે કહે છે. હવે આ તરવારથી તારૂં માથું ઉડાવુંછું; (એમ કહી તરવાર કાઢી ફરી કહે છે) માટે કહી દે, જેવું હોય તેવું; સાચું કહીશ તો તુંને મારીશ નહિ; જા તુંને અભયવચન આપુંછું.

**સુ૦અશ્વપાલ**—(અભયવચન સાંભળી જરા ધીરજ આવ્યાથી મનમાં વિચારે છે) જીતા હોગેંગા તો પરદેસમેં સબ મીલેગા; ઓર નહીં માનુંગા, તો મારા જાગેંગા. બહેતર હૈકે સચ કહેનાં. યહ ભરથરી છોડેંગા નહિ ! (પ્રકાશ) મહારાજ, યહ ફલ સંબંધી બાત પુછને જેસી નહિ હે ! ઓર પુછનેસેં આપકું બહોત બુરા લગેગા.

**ભર્તૃહરી**—(આના કહેવાપરથી સભા જનોએ સ્પષ્ટ જાણ્યું હોયજ એવું ધારીને) તેની કંઈ ફિકર નહિ; તું જેવું હોય તેવું આંહી બોલ, ખાનગીની મારે દરકાર નથી.

**સુ૦અશ્વપાલ**—(હળવેથી કંપતાં) મહારાજ-યહ-ફુલ-તુમ- (એટલું કહી બંધ રહે છે.)

**ભર્તૃહરી**—(ઘણુાજ ક્રોધથી) પાછો શા માટે અટકે છે?

**વિદુષક**—(અશ્વપાલ પ્રતિ) તુમ તે શું, હમ ઔર તુમ?

**સુ૦અશ્વપાલ**—(જરા ઉગ્ર ક્રોધથી પાછો બોલે છે) તુમારી-અસ-તરી-રા-ણી (પાછો બંધ રહે છે.)

**ભરથરી**—(ઘણા કોપથી) અધુરૂં અધુરૂં શા માટે કહે છે? પુરે પુરૂં કહે?

**સુ૦અશ્વપાલ**—(ટાઢ આવી હોય તેમ કંપતાં) યહ ફળ પિં-ગ-લા-રા-ણી-આ-ઇ-ને-મુજ-કું-દી-યા-હે હે હે!!

**ભરથરી**—એણે શા માટે આપ્યું તને!

**અશ્વપાલ**—દોસ્તી કે-ખા-ત-ર.

**ભરથરી**—(એ સાંભળી અત્યુગ્ર ક્રોધથી) હે નિમક હરામ!! તુંને ધિક્કાર છે!! મારૂં રજક ખાઈ તેં મારા ઘરમાંજ પ્રવેશ કર્યો!!! હે દૂષ્ટ! તારે ને એને શી રીતે યારી થઈ?

(વિદુષક તથા પ્રધાન બંને બેઉ તરફથી રાજાના કાનમાં કહે છે કે મહારાજ હવે એ બધું ખાનગીમાં પુછો તો ઠીક, ને ભરથરી કહે છે કે મારે બીલકુલ હવે એ વાતની કે જગતની પ્રતિષ્ઠાની દરકાર નથી.)

**સુ૦અશ્વપાલ**—(પાછો ફરી જઇને) મહારાજ મેં મહલકી પાસ એક દીન ખડાથા, સો યહ ફુલ ઉધરસેં ગબડતા નીચે ગીર પડા; ઔર મેને લે લીયા.

**વિદુષક**—હેં સમજ્યો ખરો! પણ મોડો!!

**ભર્તૃહરી**—(ત્યાંથી ઉઠી તેની પાસે હાથમાં તરવાર સહીત જઇને) કમજાત, તને મેં અભય વચન દીધું છે માટે મારતો નથી. પણ પાછો ફરી જાય છે! સાચું બોલ તારે ને એને કેમ યારી થઇ!

**સુ૦અશ્વપાલ**—(પાછો ગભરાઇને સ્વગત) હવે સાચુંજ કહેવું (પ્રકાશ) મહારાજ, આપકે જનાનેકી ગોલી, જો દુબોધા કરકેથી ઉસ્કી સાથ બહોત દિનસે મુજે યારીથી, ઉને યહ દોસ્તી મીલાદી, મ-

હારાજ, ઇસ્મે મેરી તકસીર નહીંહે, ગરીબ પરવર ! !

ભર્તૃહરી—(એ સાંભળી તેને વિશેષ કાંઈ ન કહેતાં) જા, નિમકહરામ મેં તુંને અભયવચન આપ્યું છે માટે દેહાંત દંડની શીક્ષા કરતો નથી, પણ મારૂં નામ સાંભળે ત્યાં સુધી મારા મુલકમાં રેહીશ નહીં. (સેનાપતિ) શૂરસેન આ નિમકહરામને માળવ દેશની હદપાર કરો.

(શૂરસેન તેજ વખત ઉઠી તેને પકડી બહાર લઇ જઈ માણસો સાથે હદપાર મુકી આવવાનો હુકમ કરે છે.) (પ્રધાન પ્રતિ) દીર્ઘદર્શી, હું અંતઃપુરમાં જઉંછું. કચેરી બરખાસ્ત કરો.

(રાજા ગયા પછી)

વિદુષક—(સૌ સાંભળતાં) હજુ એ કેડો મુકશેમાં! (પ્રધાન પ્રતિ) કેમ? શીખામણ આજ આપી ને સાને આજ વળી !

દીર્ઘ૦—હા, વિદુષક; થયું તો એવુંજ પણ એમાંથી તો બહુ માઠું થશે ! !

વિદુષક—ચૌદ લોકનો નાથ કરે તે ખરી; ચાલો હવે સવાર સુધી તો શાંતિ ધરીએ. ( એમ કહી બંને એ તથા કચેરીનાં બીજાં માણસો પણ જાયછે. )



## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ – પિંગળાનો રાજમેહેલ.

પિંગળા, મધુરવદંતી, ને પાછળથી ભર્તૃહરી તથા પ્રતિહાર પ્રવેશ કરે છે.

પિંગળા—( દાસી પ્રતિ ) મધુરવદંની રાજા મારામાં અંધ થઈ ગયાછે; ને રાજકાજ બધું પ્રધાનને સોંપી બધો વખત રંગમોહોલમાં મારી સાથે ગુજારેછે; તે ખબર છેનાં? બોલ શાથી? આંહી આઆ કે મોજ શોખમાં એવા લીન કરી દઉછું કે રાત દીવશની ખબર પડવા દેતી નથી તેથી !

મધુર૦—હાં. બાઇસાહેબ, પતિને વશ કરવાની મોહની તો એક ત-

મારી પાસેજ દીઠી ! તે વિના ત્રણ ત્રણ મહીના લાગોલાગ મહારાજ આમ અંતઃપુરમાં કેમ રહે ! ! એ કાંઈ ઓછી વાત નથી કે માત્ર બે કલાકજ બહાર જાય !

પિંગળા—હા, ને બીજી ત્રણસેં છે. પણ કોઈ સામી નજર પણ કરવા દઉંછું ? માત્ર પેલી ચારને વરસમાં એક એક દિવસનો વારો છે; તેપણ હવે કઢાવી નાંખીશ !

મધુર૦—બાઇ, એટલુંતો ભલે હોય! કેમકે નહીંતો આપનાપર એમનો દ્વેશ બહુ વધી જાશે !

પિંગળા—વધી જાય તોપણ શું થયું ! એ દ્વેશ રાખેછે. એ મને માલુમ છે, પણ રાજાનું તન ને મન મારી પાસે રાખ્યું છે, તો ભલે તેઓ ધુળ ધાખ્યા કરે ને ધનને ને ધામને જોયા કરે !

મધુર૦—બાઈ તેમનાથી આપણે બહુ ચેતવાનું છે, કેમકે તમે સૌથી મોટું વેર બાંધી બેઠાંછો !

પિંગળા—રાજા હાથ છે ત્યાંસુધી તેમનો શું મગદુર છે ? પણ દાસી અશ્વપાલને હમણાં માત્ર ઘડી એક મળાય છે પણ તે ઘડી મને આખો દિવસ ખટકે છે હો !

મધુર—બાઈ, યારીની રીતતો એવીજ છેનાં !

નેપથ્યમાં—

આસ્તે નિગાહ રોષન ખડી તાજીમ, નજર રખો મહારાજ—

પિંગળા—(એ સાંભળી ચકીત થઇને) આ શું દાસી ! આજ આટલા બધા વેહેલા !!!

(એટલામાં મહારાજ પ્રવેશ કરી પિંગળાની પડખે બેસે છે ત્યારે તે પ્રતિ પિંગલા કહે છે.)

પ્રાણનાથ, ખરૂં હેત આપ હવેજ જણાવોછો, નહીં તો વાટ જોઈ જોઇને અરધી થઈ જતી તોય ન આવતા !

ભર્તૃહરી—જો પ્રાણપ્યારી, તારા વિના મુને બીજે કાંઇ ચેન પડતું નથી, માટે ગયો કે પાછો તુરત આંહી આવ્યો જાણવો.

પિંગળા—હા, પ્રાણનાથ, આજતો એ રીતે કૃપા કરી પણ હવે તેવીજ કૃપા નિભાવશો એ મારી વિનતી છે.

ભર્તૃહરી—હવે તો એક નિશ્ચય કરીનેજ આવ્યોછું!
પિંગળા—એવો નિશ્ચય થશે ત્યારે તો દીલ પ્રફુલીત રહેશે!
ભર્તૃહરી—નહીં તો શું થાય!
પિંગળા—નહિ તો જીવતાંય શેનાં રહીયે!
ભર્તૃહરી—(પ્રસંગ આવ્યો જાણીને એમ કેમ કહે છે! હવે તારે મ. રવાની શી ધાસ્તી છે?
પિંગળા—મરવાની ધાસ્તી કેમ ન હોય?
ભર્તૃહરી—ભુલી ગઇ, અમરફળ ખાધું છે ને?
પિંગળા—હા, હા, પ્રાણનાથ, એતો ભુલી ગઈ હતી; હવે મોતની તો મારે બીલકુલ ધાસ્તી નથી; તો પણ આપ આંહી ન હો, ત્યારે મારૂં શરીર જીવતે મુવા તુલ્ય છે, ખરા પ્રાણ તેમાં આપ આવો ત્યારેજ આવે છે!
ભર્તૃહરી—હા, પુરૂષ તારીપાસે આવે; ત્યારે ખરા પ્રાણ આવે ખરા!!
પિંગળા—(શંકા યુક્ત થઇને) એમ કેમ કહો છો?
ભર્તૃહરી—એમાં ખોટું શું કહું છું? સ્ત્રીના પ્રાણ પુરૂષ! પણ તેં અમરફળ ક્યારે ખાધું તે કહે!
પિંગળા—(વધારે શંકા યુક્ત થઇને) એતો તમે આપ્યું હતુનાં, તેને વળતે દિવસ સવારેજ હું ખાઈ ગઈ હતી.
ભર્તૃહરી—શાથી કાપીને ખાધું હતું!
પિંગળા—આમ કેમ પુછોછો? કપાય બીજા શાથી, છરીથી, (દાસી પ્રતિ) દાસી, પેલી રત્ન છરી પાછી પેટીમાં મુકી છે કે?
મધુર૦—(મહારાજ આમ પુછેછે માટે તેમાં કાંઇ ભેદ છે એમ સમજીને) છરીથી કાપીને તમે ક્યાં ખાધું હતું?
પિંગળા—(દાસી ક્યાંક દાટ વાળશે એવું ધારીને) હા, હા, યાદ આવ્યું, એતો દાંતથીજ ભાંગીને ખાધું હતું.
ભર્તૃહરી—(વાત ત્રુટતી જોઇને) પીંગળા, એ ફળ તેં ખાધું નથી!
પિંગળા—એ તે બોલોછો શું!

સ્વામીનાથ સ્વામીનાથ સ્વામીનાથ રે,
એ ફળ મેં ખાધું પ્યારા સ્વામીનાથ રે;

વિશ્વાસ નવ આવે શાને પ્યારી સાથરે. એ ફળ.
આપથી કંઈ વાત ગુપ્ત, રાખી નાથ રે, એ ફળ.
દિલ તંત્ર દોરી સરવ, આપ હાથ રે; એ ફળ.

પ્રાણનાથ, આપની પાસે મેં અસત્ય ભાષણ કોઈ દિવસ કર્યું છે! અને તે કરૂં પણ કેમ! મારો પતિવ્રત ધર્મ હું કેમ ત્રોડીશ. એતો આપ વિચાર કરો!

**ભર્તૃહરી**—તારૂં પતિવ્રત તેં પુરૂં સાચવ્યું છે એ ખરૂં, પણ મને અમરફળ આપ પછી બીજું કહે?

**પિંગળા**—હજુ વિશ્વાસ આવતો નથી? (તેના ગળામાં હાથ નાંખીને) આ ન ખાધું હોય તો તમારી સોગન. બોલો હવે છે કાંઈ?

**ભર્તૃહરી**—તારા સોગન હું સાચા માનતો નથી!

**પિંગળા**—આતે શું? તમને કોઇએ ભરમાવ્યા જણાયછે! મેં નહિ ખાધું હોય તો કોણે ખાધું હશે, એ વિચારો. આંહીં બીજુંછે કોણ? કાંતો તમે ને કાંતો દાસીએ ખાવું જોઇએ; (દાસી પ્રતિ) બોલ મધુરવદંની તેં ખાધુંછે?

**મધુર૦**—ના બાઇ, મેં તો હાથમાંય ઝાલ્યું નથી!

**પિંગળા**—ત્યારે રખેને મને ખાધા ન ખાધાની સરતચુક થઈગઈ હોય, ને તમેજ મારી પેટીમાંથી કાઢી છાના માના ખાઈ ગયા હોની?

**ભર્તૃહરી**—હા, ખાવું તો મારેજ જોઇતું હતું! પણ ભુલથી તુંને અપાયું! પિંગળા એ ફળ તેં કોઈ પુરૂષને આપ્યું છે!!

**પિંગળા**—(આશ્ચર્ય થયાનો ડોળ કરીને) પુરૂષને! બીજો કોઈ પૃથ્વી પર વસેછે ખરો!! મેં તો તમારા વિના કોઈ જોયો નથી કે જાણતી નથી!!

**ભર્તૃહરી**—પણ અમરફળે એમ જણાવ્યું છે કે તેં જોયો છે.

**પિંગળા**—(હવે વાત ફેરવી એમ જાણીને) એથી વહેમ લેવાનું કારણ નથી! અમરફળ તો દુનિયામાં એવાં હજારો હશે!

**ભર્તૃહરી**—હા, અને અમર થએલા પણ હજારો જોઇએ છીએ!

**પિંગળા**—(રાજાનું ઉલટું કહેવું સાચુ ગણીને) ત્યારે, વહેમ શાને માટે લો છો?

ભર્તૃહરી—(જરા ક્રોધ યુક્ત) પિંગળા, એ બધો પ્રપંચ જાવા દે, તારૂં પતિવ્રત બધું મારી નજરે આવ્યુંછે; ફળ તેં કોને આપ્યુંછે તે બોલ, પછી બીજી વાત કર !

પિંગળા—(ગલગળી થઇને) પ્રાણનાથ મેં તો ખાધું છે આપના સોગન ખાધા છતાં ન માનતા હો તો આપની મરજી !

ભર્તૃહરી—તેં ખાધુંછે કેમ ? (ફળ કાઢીને) લે, જો. નીચ વ્યભિચારીણી, આ અમરફળ ક્યાંથી આવ્યું ?

પિંગળા—એજ ફળ જોઈ, મુરખની યારીમાં દવ સળગી ગયો છે એવું જાણી નીચુ મોં ઘાલી બોલતી નથી ને કંપે છે.)

મધુર૦—(એ ફળ જોઇને) બાઈ ફળ તો એનુંએજ લાગે છે. (તેના સામી પિંગળા ડોળા કાઢી બોલતી નથી).

ભર્તૃહરી—હે નીચ, લંપટ, દુરાચરણી, બોલ, એ અશ્વપાળથી તારે કેટલું થયાં યારી થયેલી?

(પિંગળા બધી વાત ફુટી ગઇ છે એવું જણાયાથી કાંઈ ન બોલતાં વિશેષ કંપે છે) ત્યારે દાસી પ્રતી—

બોલ, મધુરવદંતી ક્યારથી એને યારી થયેલી ?

મધુર૦—(હવે છાનું રાખીશ તો મારો જીવ જાશે એવું ધારી અચકાતી બોલે છે.) મહારાજ—એ—ઘણું થયાં—દુર્બોધાએ લગાડી—

ભર્તૃહરી—અરે, કમજાત, નિમકહરામ તેં પણ મને કોઇદીન જાહેર ન કર્યું? (પછી જરા વિચારીને) અરે પણ તારી શું વિસાત! આ લંપટ અધર્મી રાક્ષસીના છળ તથા ત્રાસરૂપી દુર્ગની અંદર સપડાએલી તે—અરે નીચ દુર્બોધાપર રેહેમ રાખી અલ્પકાળ ટકવા દીધી તો તેટલામાં પણ તે તેનું નીચકૃત્ય કરી ડાટવાળવા ચૂકી નહીં !!

મધુર—હા, મહારાજ, મારૂં તો એમજ હતું કે બાઇની ધાકથી એક શબ્દ પણ—

પિંગળા—(થરથરતાં હળવેથી) પ્રાણ—નાથ ! એવું ફળ—બીજું—પૃથ્વીમાં—

ભર્તૃહરી—અરે કપટનું સ્વરૂપ ! હજી તારો છળરૂપી પડદો દુર કરતી નથી! (એમ કહી અશ્વપાળના સ્થાનનો ઝાડો લેવા તથા તે સબંધમાં બધી તજવીજ કરવા માણસો મોકલેલા, તેણે આ-

ણેલી વસ્તુઓ સઘળી પ્રતિહાર લઇ આપવા આવ્યો છે તેને ભર્તૃહરીએ અંદર બોલાવ્યો, ત્યારે હકીકતની સાથે વસ્તુઓ આપે છે.)

**પ્રતિહાર**—(હાથ જોડીને) નામદાર, આ રૂમાલ, તથા આ સુવર્ણપાત્ર, અને રત્નછરી અને આ પત્ર અશ્વપાળના સ્થાનમાંથી મળ્યાં છે તથા આ નવલખી જરીયન સાડી બાતમી મળતાં કલાવંતિ વારાંગનાને ત્યાંથી નિકળી છે.(એટલું કહી દાસીના હાથમાં તે વસ્તુઓ આપી, ને તેણે લઇ મહારાજને આપી.)

**પિંગળા**—(પ્રતિહારનું સાંભળી સ્વગત) હાય! હાય! અમરફળે તો સત્યાનાશ વાળ્યું!! (પ્રકાશ) પ્રાણનાથ દુર્બોધાએ મુને અવળે માર્ગે—

**ભર્તૃહરી**—(વસ્તુઓ હાથમાં લીધા પછી તથા વિક્રમનો ઘાટ ઘડવા દૂર્બોધાએ મોકલેલો પત્ર વાંચી રોમ રોમ કાળ ક્રોધ વ્યાપેલ તેવી હાલતમાં એકદમ પિંગળાને પડએથી ઉભા થઇને તિરસ્કાર મુદ્રાથી તેની તરફ હાથ કરીને—

હે! જારકર્મ કરનારી! વ્યભિચારીણી તુને ધિક્કાર છે! હે પાતકી! શીયળના રસ્તાને ભંગ કરનારી! તુને ધિક્કાર છે! અરે મેં તારા ખોટા પ્યારમાં ફસાઈ મારૂં રાજ પાયમાલ કરી દીધું! મારૂં તન મન ધન તુને અર્પણ કર્યું તારે સુખે સુખી ને તારે દુખે દુખી! એવી પરાધીન અવસ્થા મેં તુમાં લુબ્ધ થઈ પકડી હતી! તારા આનંદને માટે મારો બધો વખત તારા રંગમોહોલમાં ગુજારતો હતો! બીજી ત્રણસો રાણીઓનો ત્યાગ કરીને એક તારે વિશેજ પ્રિતિ રાખતો હતો! એટલું છતાં પણ તું મારાથી બેદિલ રહી છળકપટથી વર્તી! અરે તુને તારી જાતને,ને તારા કુળને ધિક્કાર છે! કે આ ભરથરીથી તુને એક નીચ જાતિનો ઠ ણીયો પસંદ આવ્યો!!!! અરે કદી દૂર્બોધાએ તને અવળે માર્ગે ચડાવી! તો પણ જ્યારે તારૂં અંતઃકરણ મલીન, કાચું, અને વિશયાશક્ત હતું, તો તેં મારાથી બેદીલી કરી! માટે હે દુષ્ટ ભાર્યા એમાં તારોજ દોષ છે, સાચું વજ્રમય અંતઃકરણ કદી ડગતુંજ નથી, અરે હું સ્ત્રી પરીક્ષકજ કાચો! અને બીજી મારી એ ભુલ કે તે માણસને મારે મેં ત્રણવાર દરગુજર

કરી!! ત્યાંથી ઉઠી બે ડગલાં ખસીને) જા, તારૂં, કાળુ મુખ મને બતાવીશ નહિ. (તરવારની મુઠ ઝાલી તે જરા કાઢીને) હમણાં આ સમશેરથી તારા બે ટુકડા કરી નાંખ્યા હોત, પણ લાચારછું કે સ્ત્રી હત્યાનો ડર લાગેછે. પણ તેં રજપુતાણીની જાતને એમ લગાડી છે! તુંને સતકોટી ધિક્કાર છે! બસ! હવે હું આંહીથી ચાલ્યો જાઊંછું! હવે તારી ને મારી આ છેલી ભેટછે એમ ખચીત સમજજે! અને આ ઇશ્વરી ફળ ખાઇ તુંજ અમર થઇશ! એવી મહાદેવજીની ઇચ્છાછે! (રંગમોહોલના ઓરડાના દ્વાર પાસે જરા ઉભા રહીને) અયિ મમ પવિત્ર માલવભુમિ! (પીંગળા તરફ હાથ કરીને) આ અપવિત્ર ભારરૂપ કામિનાને તું તારામાં જલદી સમાવીદે! (રંગમોહોલને) અરે રંગમોહોલ! હવે તું બળી ભસ્મ થઇજા! હવે હું તારામાં ફરી પગ મુકવાનો નથી, કેમકે આ ભરથરી હવે તારો રાજા મટી જંગલનો જોગી થવા જાયછે. (ઘરેણાં લુગડાંની પેટીઓ તરફ દ્રષ્ટી કરીને) હે વસ્ત્રાલંકારો! તમને મેં ઘણી વખત પરીધાન કર્યાં છે. તે તમારો હવે હું ત્યાગ કરૂંછું; માટે તમારામાં જે અગ્ની રહેલી છે તે પ્રગટ કરી તમારી દેહીને બાળી નાખો!! (એટલું કહી ચાલ્યો જાયછે.)

પિંગળા—(મુર્છા ખાઇ ઘણો વખત થયાં પૃથ્વીપર પડેલી છે તે છેવટનું સાંભળી) હરે હરે! શંકરા!!! હાય રે ભગવાન!( રાજા જાયછે ત્યારે રૂદન કરતી ઉતાવળેથી રાડ નાંખી ) પ્રાણનાથ! જરા ઉભા રહો! ગજબ થયો! રે દૈવ ગજબ થયો! અરે દુષ્ટ દુર્બાધા, તેં મને ભૂલવી! ડાટ વાળી દીધો!!

(પછી દાસી તેને સાવધ કરી બેસાડે છે ને પિંગળા રાણી પાછી રૂદનાલાપ શરૂ કરેછે.)



## પ્રવેશ ૭ મો.

**સ્થળ-વિચારભુવન.**

**ભર્તૃહરી, દીર્ઘદર્શી, શુરસેન, વિદુષક, પ્રતિહાર, ને પાછળથી શહેરના ગૃહસ્થો આવેછે.**

**ભર્તૃહરી**—( સ્વગત ) આહાહા! શું આશ્ચર્યની વાતછે!!!

यांचिंतयामिसततं मयिसाविरक्ता ।
साप्यन्यमिच्छतिजनं. सजनोन्यसक्तः ॥
अस्मत्कृतेचपरितुष्यति काचिदन्या ।
धिक्तांचतंचमदनं चइमांचमांच ॥

(ઉપરના શ્લોકનો ભાવાર્થ નીચેના ગાયનમાં આવી જાયછે.)
(નારાયણ નરસિંહ નરોતમ, પુરૂષોત્તમકો ધ્યાન ધરોરે) એ ચાલમાં
જે ચપળાને ચિંતવું નિશદિન, તે મુજથી બેદિલ રહેરે.
જે ચપળાને૦
તે કોઇ અન્ય પુરૂષને ઇચ્છે, તે નરનાર બીજીને ચહે;
વળી તે બીજી મુજપર આશક, કહો એ ભેદજ કોણ લહેરે. જે ચ૦
ધીક જે પ્રથમ કરીછે પ્યારી, ધીકછે એના યાર તુંને;
ધિક તે નારી અવર જે તારી, ધિકછે કામ તથાજ મુંનેરે. જે ચ૦
ભલે ભામની જાણો સાચી, નથી થવી એ સાચીરે;
કરોડ ઉપાયે કરો યતન પણ, કામ પ્રગટતાં કાચીરે. જે ચ૦
ધિક નર નારીના વિશ્વાસી, રહે શૃંગારે રાચીરે;
તે નર ગોથાં નકીજ ખાશે, ફસાઇ પડશે ફાંસીરે. જે ચ૦
એકજ કામની ઇચ્છા એને, એકજ સુખની પ્યાસીરે;
ઝેર હૃદયમાં મુખમાં અમૃત, જણાશે જુઓ તપાશીરે. જે ચ૦
છે અબળા પણ નરની ઘાતક, કે નર કરતી ઉદાસીરે;
ભોળપણે ભૂલો ખવરાવે, નીચ નરકનીવાસીરે. જે ચ૦

(વળી આવેશ આવ્યાથી)

આહાહા ! જેનું સ્મરણ હું ક્ષણ એક વિસરતો નહિ, જેની આગળ રાજની સર્વ સમૃદ્ધિ હાજર કરતો હતો ! જેનું વચન ઉલંઘવું એ એક પરવત ઓળંગવા તુલ્ય ગણતો હતો ! જેણે મારૂં પાણીગ્રહણ કરેલું એવી ત્રણસો નવ યૌવન બાળા સ્ત્રીઓ; કે જે સર્વનો મારાપર એક સરખોજ હક, તેનો અવતાર ખરાબ કરીને અહનિશ જેને વિશે હું તતપર રહેતો હતો ! ટુંકામાં જેની જીંહારૂપી

દોરીપર એક કાષ્ટના પુતળાની માફક નૃત્ય કરતો હતો, તેણેજ મારાથી બેદિલ થઈ આવું જારકર્મ કર્યું!! માટે આી જાતને ધિક્કારછે!! અરે કદી નીચના સંગનો દોષ કાઢું; તોપણ મારા આવા સ્નેહમાં એનું દિલ પલટ્યુંજ કેમ! માટે આીના અંતઃકરણનેજ ધિક્કારછે!!

રાગ કાલીંગડો.

આીયકું મનવા ધિક ધિક હે,
મેરે બડી ઉસીકે મન ઠીક હે. આીયકું૦

જીને સંગે મેં રાત દીનોકું,
લપટ રેહા સો અલીક હે. આીયકું૦

પ્રીયા કીની મેં પીંગલા તુજકું,
દગા દીયા તુજે ધીક હે. આીયકું૦

રાજ તજી અબ શીવકું રટનાં,
એહી તરન ભવ શીખ હે. આીયકું૦

(પોતાના મન સાથે) આીને આ જગતમાં સાચું પ્યારૂં કોણ છે? કોઈ નથી:—

जल्पंतिसार्द्धमन्येन । पश्यंत्यन्यंसविभ्रमम्॥
हृदयेचिंतयंत्यन्यं,। प्रियःकोनामयोषिताम् ॥

આી એક પુરૂષની સાથે વાત કરે છે, બીજાને હાવભાવથી જુએછે, અને પોતાના મનમાં ત્રીજાનું ચિંતવન કરેછે! માટે આીઓને ખરેખર કોણ વાહાલું છે? કોઈ નથી!

ભર્તૃહરી—(પિંગલાના સંબંધમાં સર્વ બાબતની તજવીજ થતાં, વિક્રમાદિત્યપર તેણે ખોટો આરોપ મુકેલો, તથા અશ્વપાલના કહેવાથી તેમ કરેલું એ બાબત પુરતાં કારણો મળવાથી, તથા પિંગળાના આ પ્રત્યક્ષ દુષ્ટાચરણથી, તેમજ દાસીના સ્પષ્ટ કહેવાથી જેને પક્કી ખાતરી થઈ છે એવો ભર્તૃહરી રાજા આ વખતે પોતાના ભાઈ વિષે યાદ આવ્યાથી શોક સમુદ્રમાં ડુબી જઈ પશ્ચાત્તાપ કરતાં સ્વગત કહે છે.)

[પિંગલા પ્રત્યે.—

ગજલ.

અયે કમ જાત પિંગલા, તેને બહોત દગા દીયા;
ભાઈ જેસા ભાઈ મેને, દેશ નિકાલ કીયા-અયે.
તેરે પર ઇતબાર રખા, તેં બુરા કીયા;
જન્મ મેરા આજ તેં ખરાબ કર દીયા. અયે.
કપટ વચન બોલ કહતી, આઓ મેરે પીયા;
જાર કર્મ ગુપ્ત કરતી, ધીક ધીક ત્રીયા. અયે.
નિર્દોષ મેરા બંધુ, માલવ દેશસે ગયા;
નઠોર કઠોર નારી જાત, દિલમેં નહીં દયા. અયે.

માલિની છંદ.

વચન સરલ સાચાં, વિક્રમા બંધુ તારાં,
અવન યુગલ કાચાં, કામથી ભ્રાત મારાં;
વગર સમજ કાઢ્યો, વીર તુંને વિદેશે;
ભરથરી નૃપ ભૂલ્યો, ભામનીને ભરોંશે.

અરે દુષ્ટ પિંગળા ! તારામાં વિષયાસકત થઈ, તારા કપટી વચનમાં ભુલાવો ખાઈ મેં શું શું વિપરીત કાર્ય નથી કરેચાં ? મારા નિર્દોષ બંધુ વિક્રમાદિત્યપર મેં કેવો ખોટો આરોપ મુકયો ! એટલુંજ નહીં પણ એ ધર્મમૂર્તી બાળકને માલવ ભુમિની હદપાર કાઢયો ! અરે વિક્રમાદિત્ય ! હવે શોક સાગરમાં ડુબ્યોછું ને તારાં કહેલાં વચન યાદ કરૂંછું ? !

ગજલ-રાગ સોરઠ.

ડુબ્યો આજ તાપ વિલાપમાં, બંધુ તારો વિક્રમાદિત્યરે; ટેક.
સુવિચાર ઘાટ નહીં સજ્યો, ત્રિયા કાજ ભ્રાતા તુંને તજ્યો;
પાપી પિંગલાના પ્રબોધથી, ડુબ્યો ન્યાયી ભાઈ વિનિતરે-ડુ૦
વ્યભિચારિણી આપ્યું વનરે, આવે યાદ તારાં વચનરે;
ભેખ ધારણ હવે હું કરૂં, એદ બુઝસે ન ખચીતરે. ડુબ્યો.

અરે ! હું કઈ કઈ વાત યાદ કરૂં ! જ્વાળા પ્રગટ થાય છે ! અરે ! ભાઈ જેવો ભાઈ મારો પ્યારો વિક્રમાદિત્ય. સુવર્ણવત્ શુદ્ધ, ને ક્ષીરોદધીવત્ ક્ષીલ્વિષ રહીત બંધુ ! તું નિર્દોષ, તું નિરપરાધી

તારાપર કટુ વચન બાણોના પ્રહાર મેં કર્યા ! તારૂં હૃદય મેં ભેદી દીધું ! તારાપર આ નીચ, મતીમંદ ગમાર ભરથરીએ સાહસ કર્યું, અને વ્યભિચારિણી પિંગળામાં મોહલુબ્ધ મનથી વિશ્વાસ રાખી તુંને દેશનિકાલ કર્યો ! તે મેં ઘણુંજ ભૂંડું કર્યું ! અરે ! મેં અત્યુગ્ર સાહસ કર્યું ! ! હે ! શંકરા ! મારી મતી ફરી ગઈ ! હે વિધાત્રી ! તું વિપરીત થઈ ગઈ ! હે બંધુ ! તું કહેતો હતો કે ભર્તૃહરી ! વિષભુમિમાં તેં અમૃત જાણ્યું છે પણ એમાં રોપેલા બીજનું કટુફલ જ્યારે તુંને આગળ મળશે ત્યારે તુંને મૃત્યુસમ પરિતાપ થશે ! ! અરે ! એમજ થયું ? અરે હવે હું ખેદસમુદ્રમાં સર્વાંગ ડુબી ગયો ! તે હવે કેમ નિકળી શકું ! અરે પાપી પિંગલા ! તેં મુને તો એ હાલ કર્યા, પણ મારો લઘુભ્રાત તરૂણાવસ્થિત, જેને સંસારસુખ ઉપભોગનું જ્ઞાન પણ પુરૂં નહોતું, તેનું જીવતર તેં ખરાબ કરી અરણ્યવાસ અપાવ્યો ! તે તુંને વારંવાર હું કેટલા ધિક્કાર આપું ! અરે ! તુંને હું શું શિક્ષા કરૂં તેની મને પુરી સમજ પડતી નથી ! અરે હે વિક્રમાદિત્ય ) તું એક વખત આવી આ ભરથરીનું શીશ કાપી જમીનપર ઉડાવી દે ત્યારે શિક્ષાનો એક સતાંશ થાશે !! અરે ! આ જલ્પના મિથ્યા છે ! વિક્રમાદિત્ય માલવદેશમાં ફરી આવવા વાળો નથી ! એતો પ્રતિજ્ઞા કરીને ગયો છે ! અરે ! સ્ત્રીનો સ્નેહ ખોટો હતો તે ખોટો નજરે આવ્યો ! ને ભ્રાતા સ્નેહ સાચો હતો તે સાચો જણાઈ આવ્યો ! અરે બાળક !! તારાં વચન હવે મેં સાચાં જાણ્યાં કે રામચંદ્ર પ્રત્યે લક્ષ્મણની ભક્તિ હતી તે કરતાં તારી પ્રિતી મારા પ્રત્યે ન્યુન નહોતી !! અને લક્ષ્મણ મુર્છીત થયા, ત્યારે રામચંદ્રે શોક કર્યો હતો ! તેથી મુને આ વખતે અધિક શોક થયો છે ! અરે રઘુવીરનાં વચન યથાયોગ્ય છે કે પિંગળા જેવી લુંડી તો મુને હજાર મળવાની હતી પણ માનો જણ્યો ભાઈ અવર ક્યાં મળવાનો હતો ! ધર્મસિંધુ રઘુવીર, આપનાં વચન યથાર્થ કેઃ—

**देशेदेशेकलत्राणि, देशेदेशेचबांधवाः,**

**तंदेशंनप्रपश्यामि, यत्रभ्रातासहोदरः**

ઠામ ઠામ સ્ત્રીઓ મળેછે; ઠેકાણે ઠેકાણે બાંધવો (સગા સંબંધી મિત્ર ઇત્યાદી ) પ્રાપ્ત થાયછે; પણ એવો દેશ હું કોઈ જોતો નથી કે જ્યાં સહોદર એટલે માનો જણ્યો ભાઈ મળતો હોય!!
વળી રામચંદ્રે તે વખતે વિલાપ કર્યો હતો કેઃ—

सुतबितनारिभवनपरिवारा,
होहिंजाहिंजगबारहिंबारा;
असबिचारिजियजागहुताता,
मिलहिनजगतसहोदरभ्राता.
यथापंखबिनुखगअतिदीना,
मणिबिनुफणिकरिवरकराहिना;
असममजीवनबंधुबिनुतोही,
जोजडदैवजिआवैमोहि.
जैहोंअवधकवनमुखलाई,
नारिहेतुप्रियबंधुगंवाई. ॥

એ પ્રમાણે મેં પણ સ્ત્રીને ખાતર ભાઇને ખોયો! વિક્રમાદિત્ય, તુને મેં બહુજ સતાવ્યો છે! તે સર્વ તારે વિસરી જવું! કેમકે તારો ભાઈ ભરથરી હવે માલવ દેશનો રાજા નથી! એતો જંગલમાં ભસ્મ લગાવી જોગી બનવા ચાલ્યો જાયછે. એ ભિક્ષાના માગવાવાળા ભિખપર દ્વેષ ન રાખવો! ( મનને ઉપદેશ ) હે મનવા! તુંને વિષયની તૃષ્ણા ઘણીજ હતી!!! તેની શિક્ષા તુને ઠીક મળી! હવે ક્રોધ કરી શંકરની ભક્તિમાં આરૂઢ થા! હે મન હવે મારૂં કહ્યું મા-

ન, ને મોહ તૃષ્ણા છોડી દે ! ! અરે હવે કેમ વિલંબ કરૂંછું ! ! અફની તેયાર કરાવું ! ( એમ કહી ત્યાંથી ઉઠેછે. )

## પ્રવેશ ૮ મો.

સ્થળ—રાજમહાલય.

ભર્તૃહરી, ને પ્રતિહાર, ને પાછળથી દીર્ઘદર્શી. શુરસેન. ને નગરના ગૃહસ્થો પ્રવેશ કરે છે.

ભર્તૃહરી—( પ્રધાનને રાજસુપરદ કરી એકદમ નિકળી જવું એવો નિશ્ચય કરી તે તથા સેનાપતિને બોલાવવા પ્રતિહારને મોકલી સ્વગત)

રાગ ઝીંઝોટી.

છોડદે અભિમાન માન, અબતો મનવા મેરા છોડદે. ટેક.
રાજ પાટ સબ જુઠે જાનો, ક્યું તુમ હોત હેરાન;
નારી પ્યારી નહીં હે તેરી, મત કરનાં હો ગુમાન માન. અ૦
સાચી પ્રીત જગતકી જાની, મત ભૂલે નાદાન;
બાહીર રંગ રૂપકું દેખી, મત હોનાં ગુલતાન તાન. અ૦
ચલ જંગલમેં ભિખ ધરેંગે, તજી જગત તોફાન;
જગત સ્વપનસેં જાગૃત હોજા, ગુરૂસેં લેનાં ગ્નાન. અ૦

પ્રતિહાર—( રસ્તેથી પાછો વળી પ્રવેશ કરીને ) મહારાજ, બહાર મંત્રીવર્ગ, તથા સર્વ પ્રકૃતિમંડલ આવ્યું છે. ને આપની આગ્ના હોય તો અંદર પ્રવેશ કરે.

ભર્તૃહરી—હા ઠીક આવ્યા, અંદર બોલાવી લાવ.

( પછી સચીવ સેનાપતિ ઈત્યાદી રાજદ્વારી માણસો, જેને સર્વ ખબર મળ્યાછે કે મહારાજાએ પિંગલા રાણીને તિરસ્કાર દીધો, તથા પોતાના ભાઈ વિક્રમાદિત્ય વિષે, પશ્ચાતાપ કરી વન જવા તૈયાર થયાછે, તેઓ તેવું દ્રઢ જણાય તો રાજાનું દિલ શાંત કરી રાજ છોડી નહીં જવા કાંઈ બે બોલ કહેવાની ઉમેદથી આવ્યા છે, તેને પ્રતિહાર અંદર દાખલ થવાનું કહેછે તેથી પ્રવેશ કરે છે. તથા વંદન કરી યથાયોગ્ય સ્થળે સૌ બેશી જાયછે )

ભર્તૃહરી—( સચિંત, વૈરાગયુક્ત મુદ્રાથી ) અરે દીર્ઘદર્શી ! મારૂં

દિલ હવે રાજ કાર્યોમાંથી ઉડી ગયું છે; આ રાજપાટ, સ્મૃદ્ધિ, મહેલ, મંદીર, આ અટારી અગાસી, સ્ત્રી ને સ્ત્રીના વિલાસ એ બધું મુને વિષવત્ લાગે છે.

દીર્ઘ૦—(હાથ જોડીને) મહારાજ, આમ એકાએક રાજકાજ, તથા સ્ત્રી પરિવારમાંથી દિલ ઉઠાવવું એ આપને યોગ્ય નથી! કારણકે રાજેંદ્ર આ સંસારરૂપી સમુદ્રમાં મોટાં મોટાં તોફાન થાય છે; અને આપ દેશનિયંતા પ્રજાપાલક શૂરવીર માળવપતિ નૃપવર્યને તે પાર કરવાં જોઇએ; તથા નિતિ તરફ પુર્ણ લક્ષ આપી ધર્મ સ્થાપન કરવો, એ આપનો ધર્મ છે, અને આપત્તિકાળમાં તથા સંસારની અરૂચી ઉત્પન્ન કર્તા પ્રસંગોમાં પર્વત જેવા દ્રઢ, મનને, તથા સર્વ પ્રજાને નાથરૂપ ક્ષત્રી વર્યને સંસાર સમુદ્રથી કોઇરીતે ડરવાનું નથી, કે તેનો ત્યાગ કરવાનો નથી; ઉલટું એવે પ્રસંગે અમ જેવાને આપે શિખામણ આપવાની છે!

ભર્તૃહરી—અરે દીર્ઘદર્શી પ્રધાના! આ સંસારના માયાઇ પસારામાં કોઇપણ વસ્તુ સાચી નજર નથી આવતી! રાજ જુઠું, રાજનું કાજ જુઠું, સ્ત્રી જુઠી સ્ત્રીનો સ્નેહજુઠો; રંગ ને રૂપ, વાળા જે જે દ્રવ્ય પદાર્થ છે તે સર્વ જુઠા છે! ત્યારે એવી કઇ વસ્તુ નિર્ભય છે કે જેનો હું આશ્રય કરૂં; આ જગતમાં સરવ વસ્તુ ભય વાળી છે!

## શ્લોક.

भोगेरोगभयंकुलेच्युतिभयंवि-
त्तेनृपालाद्भयं।
मानेदैन्यभयंबलेरिपुभयंरूपेत
रुण्याभयम्॥
शास्त्रेवादभयंगुणेखलभयंकाये
कृतांताद्भयं।

# सर्ववस्तुत्नयान्वितंभुविनृणांवैराग्यमेवाभयम् ॥

ભોગમાં રોગનો ભય, કુળને પડવાનો ભય, દ્રવ્યને રાજાથી ભય, આબરૂને દીનતાનો ભય, બળને શત્રૂથી ભય, રૂપથી સ્ત્રીને ભય, શાસ્ત્રમાં વાદનો ભય, ગુણને ખળનો ભય, દેહને કાળથી ભય એમ સરવ વસ્તુ ભય વાળી છે, પણ પૃથ્વી ઉપર એક વૈરાગજ અભય છે.

તે વાસ્તે હે પ્રધાના! મેં વૈરાગનો આશ્રય કરવાનો જે સંકલ્પ કર્યોછે તે સાચોછે, અને આંહીથી જઈ ગંગા તીરે કોઈ અરણ્યમાં મહાત્મા પુરૂષને શોધી ગુરૂ કરી તેની પાસેથી ભેખ ધારણ કરીશ. જેથી કરી આ ચોરાશી લક્ષ યોનિમાં વારંવાર જન્મ મરણ લઈ ફરવું પડેછે તે ગુરૂ કૃપાથી મટી જાય! અને આત્મજ્ઞાનના ઉપદેશથી મને સચ્ચીદાનંદ સ્વરૂપ મોક્ષ પ્રાપ્ત થઈ જાય! અને અનાદિ સિદ્ધ નિરંજન સર્વ વ્યાપક પરમાત્માના જ્યોતિ સ્વરૂપમાં લીન થઈ જાઉં તથા આ રાજ તુંને સુપરદ કરૂંછું તે સંભાળીને ચલાવવું.

**શુરસેન**—( પ્રધાન વિચારમાં પડી જાતાં સેનાપતિ કહેછે ) મહારાજ. આપ ભેખ ધારણ કરવાનો વિચાર કરોછો; એ વાજબી નથી. (પછી રાજાના કાનમાં) સ્ત્રીઓ તો સર્વ જગે ખરાબજ હોયછે. હમે મહારાજ, એવી દરકાર કરતા નથી; અને હજુર. પિંગળા રાણીયે એવું દુષ્ટ કર્મ કર્યું તો હજુરને બીજી ક્યાં થોડી રાણીયો છે? બીજીથી પ્રેમ લગાવવો; પણ ( પ્રકાશ ) આમ રાજ છોડીને ચાલ્યા જવું ન જોઇએ.

**ભર્તૃહરી**—શુરસેનજી. તમારૂં કહેવું છે તે ખરૂંછે; પણ હવે રાજમાં મારૂં મન પ્રવૃત થવું નથી! તેથી રહીને શું કરૂં!!

**શુરસેન**—માહારાજ, સર્વ અનર્થના કારણભૂત દુર્બોધાને બોલાવી દેહાંતદંડ દેવો જોઇયે!

**ભર્તૃહરી**—સેનાપતિ, સંસારના કોઈપણ કાર્યની વ્યવસ્થા કરવા મારી ઇચ્છા નથી! એમ ઇચ્છું તો પેહેલો દેહાંત શિક્ષા પિં-

ગળાનેજ કરૂં ! પણ સંસારની હરેક પરીણામી અને વિકારી વસ્તુથી મારે શું પ્રયોજન છે ! જડ અસત અને દૂખરૂપનો સંકલ્પે હવે શા માટે કરવો !

દીર્ઘ૦—( રાજા નીચુ જોઈ બેઠા છે, ત્યારે દીર્ઘદર્શી, શુરસેન તથા વિદુષક પોતે ધાર્યા પ્રમાણે કાંઈ યુક્તિઓ વાળાં ભાષણ કાઢી રાજાનું મન ફેરવવા પ્રન કરેછે.)

દીર્ઘ૦—રાજેંદ્ર, ઈશ્વરકૃપાથી આવું રાજસ્મૃદ્ધિનું સુખ પ્રાપ્ત થયું છે, મહારાજાને ત્રણસો રાણીયો છે, પોતાના મનને અનુકુળ વસ્તુમાં પ્રિતિને પ્રતિકુળમાં અપ્રિતિ કરવાને મહારાજ સમર્થ છો છતાં આમ ત્યાગનો વિચાર કરોછો તે ડહાપણને અનુસરતો નથી.

ભર્તૃહરી—

रम्यंहर्म्यतलंनकिंवसतये
श्राव्यंनगेयादिकं
किंवाप्राणसमासमागमसुखं,
नैवाधिकांप्रीतये
किंतुभ्रांतपतंगपक्षपवन
व्यालोलदीपांकुर·
च्छायाचंचलमाकलय्यसततं
संतोवनांतंगताः

સુંદર મેડી શું રહેવાને નહોતી ? તેમ ગાયન વિગેરે શું સાંભળવાનું નહતું ? તેમ પ્રાણ જેવી પ્યારી સ્ત્રીના સમાગમનું સુખ પ્રિતિને વાસ્તે શું બસ નહોતું ? પણ ઉડતા પતંગીયાની

પાંખના પવનથી ચપળ દીવાની ઝાળની છાંયા જેવું ચંચળ બધું છે, એવું જાણીને સત્પુરૂષો વનમાં ગયા.

શુરસેન—તે મહારાજ વૃધાવસ્થામાં વન વિશે પધારો તો શું હરેકત છે!

ભર્તૃહરી—નાથ કૈસે ગજકો બંધ છુડાયો, એ ચાલ.

પ્રભુ પદ પ્રીતમાં ધાવું, આ અવસર પ્રભુ૦
આખરે કાંઈ નથી થાવું આ અવસર૦

શરીર શક્તિ આબાદછે ત્યાં લગી, આત્મ સાધન હિત ચહાવું;
જ્યારે જરા અંગ જર્જરો કરશે, ત્યારે શું તારાથી થાવું. આ૦
આખર કરશું એ મોટી ભુલછે, પછી રહેશે પસ્તાવું;
એવું ધારી શુરસેન હમારે, ગુરૂ શરણ નકી જાવું. આ૦

દીર્ઘદર્શી—(હાથ જોડીને હળવેથી) મહારાજ, આ સંસારમાં પાંચ દિવશ દુખના તો પાંચ સુખના પણ આવેછે; એક વાતનો અસંતોષ તો બીજી વાતમાં સંતોષ થાય છે; તો આપ રાજનો ત્યાગ કરવાને બદલે તખ્તપર બીરાજી પુન્યદાન સત્કર્મ કરશો તો એ ધર્મસંગ્રહ ગૃહસ્થાશ્રમમાં સુખ ઉત્પન્ન કર્યા વગર રહેશે નહી!

ભર્તૃહરી— ભુજંગી છંદ.

નથી રાચતો રાજ લક્ષ્મિથી કાંઇ,
નથી દેખતો સુખ સંસાર માંહી;
ભલે વીષયો ભોગવો દીર્ઘ કાળ,
થશે તે પરીણામમાં દુખ જ્વાળા.

દીર્ઘદર્શી—ત્યારે રાજેંદ્ર આખી જીંદગાનીમાં સુખનો વખત નહીંજ આવતો હોય!

ભર્તૃહરી— ભુજંગી છંદ.

અહો કેટલું આપ આયુષ્ય ધારો,
ગયું અર્ધ તો રાતથી તે વિચારો;
ગયું ભાગ પા બાલ્યમાં એમ એળી,
ગયું શેષ તો વૃદ્ધ કાયા ખડેલી;

વળી ઉપજે રોગ ચીંતા અનેકો,
ઉમેરો કરી સુખનો વજ્ર લેખો;
ઘણી માનસી આધિઓને ઉપાધી
કહો તેહમાં સૂખ ક્યાંથી સમાધી ?

શુરસેન—માલવપતિ ! વનમાં જઈ તપશ્ચર્યા કરવાની આપની આ અવસ્થા નથી ! અને સંસાર સુખ ઉપભોગ ત્યાગ કરવાનો આ વખત હજુ નથી !! અહીં બંને કાર્યની સિદ્ધિ થશે !!

ભર્તૃહરી—ભાઈ આ સંસારમાં તો—

**भोगानभुक्ता, वयमेवभूक्ता,**
**स्तपोनतप्तंवयमेवतप्ताः ।**
**कालोनयातो, वयमेवयाता,**
**स्तृष्णानजीर्णावयमेवजीर्णाः ॥**

અમે ભોગતો ભોગવ્યા નહીં, ને ઉલટા અમારા ભોગ મળ્યા, અમે તપ તો કર્યું નહીં પણ પોતે તપ્યા, એટલે સંસારમાં દુખી થયા; વખત ગયો નહીં પણ અમે પોતેજ ગયા; એટલે અમારૂં બધું આયુષ્ય પુરૂં થયું; તૃષ્ણા જુની ન થઈ પણ અમે પોતેજ જુના થયા; એટલે વૃદ્ધ થયા.

વિદુષક—માલવપતિ ચતુરસુજાણ ભરથરી રાજન ! રાજપાટ, સમૃધિ, રાણીઓ, કુંટમ પરીવાર છોડી વનમાં જશો તો તેનો વિયોગ આપને દુખદાયક નહીં થાય ?

ભર્તૃહરી—ભાઈ—

વસંત તિલકા છંદ.

છે ભોગ વિષય બધો નકિ રે જવાનો,
તેનો વિયોગ દિન એક નિશ્ચે થવાનો;
સ્વતઃ જતા મન અતી પરિતાપ આપે,
હાથે કરી તજિ જતાં સુખ શાંતિ આપે.

વિદુષક—ત્યારે મહારાજ ક્રોધ ન કરો તો એક વાત કહું ?

ભર્તૃહરી—સુખેથી કહે ?

વિદુષક—શૃંગારના વિલાસમાં જે હું મુદલ જાણતો નહોતો તે પાવ-રધો તમે મને કર્યો ! કે મન મોહની ચંદ્રમુખી કમળનયની સ્ત્રી-ઓનાં સકોમળ અંગોનો ત્યાગ કેમ થાય !! અને અત્યારે આમ કેમ ફરી બેઠા !

ભર્તૃહરી—(પૂર્ણ વૈરાગ્યમાં)

स्तनौमांसग्रंथीकनककलशावि
त्युपमितौ
मुखंश्लेष्मागारंतदपिच
शशांकेनतुलितम्
स्त्रवनमूत्रक्लिनंकरिवराशिरः
स्पर्द्धिजघनं
मुहुर्निंद्यंरूपंकविजन
विशेषैर्गुरुकृतम्

સ્તન માંસની ગાંઠો છે. તેને સોનાના કળશની ઉપમા આપી છે; મ્હોડું કફનું ઘર છે, તેને ચંદ્રની ઉપમા આપી છે; સ્રવતા મૂત્રથી ભીંજાએલું સાથળ હાથીના કુંભસ્થળની બરાબર ગણ્યું છે; આવી નિંદવા લાયક આકૃતિ કવી લોકોએ વખાણી વખાણીને મોટી કરી છે.

તેમ હે મિત્ર! જેમ પતંગીયો તિવ્ર અગ્નિમાં તેની મ્હોટાઈ જાણ્યાવિના પડે છે, ને બળી ભસ્મ થાય છે, જેમ માછલું લોઢાની આંકડીએ વળગેલું ભક્ષ લેવાની લાલચે પ્રાણ ખુએ છે; અને હરણ મધુર ગાયનમાં લીન થઇ સ્થિર રહી પારધીના બાણથી તેના

પ્રાણની હાની કરે છે; ભ્રમર ઘ્રાણેંદ્રિના મોહમાં કમળમાં સપડાઇ જઈ મરણ પામે છે; તેમ આપણે સમજીએછીએ તો પણ આપત્તિની જાળવાળા એવા સંસારના વિષયોને છોડતા નથી !! ઓહોહો! મોહનો મહીમા કેવો ગહન છે !!!

વિદુષક—(આંખમાં અશ્રુ સહીત) મહારાજ. આ રાજપ્રકરણ બધું આપને યાદ આવ્યા વગર નહિ રહે!

ભર્તૃહરી—ભાઈ, કાળ રાજાએ બધું સ્મૃતિ માત્રજ રાખ્યું છે! હે કાળ! તેં—

માલિની છંદ.

નગરી નૃપતિ સંખ્યા, પંડિતોની સભાને,<br>
કમળ વદનિ કામા, ચંદ્ર દેહી પ્રભાને;<br>
મદ મત નૃપ લીધા, કાળ કોને ન પુછ્યું,<br>
નમિ નમિ નમિ દેવા, કાળ તુંને નમુંછું !!

દીર્ઘદર્શી—માહારાજ, હજુ ઘણા શત્રુઓ પાસે આપણી રાજની ખંડણી લેણી છે! તેનું પછી—

સેનાપતિ—નામદાર, આપને હજુ ઘણા શત્રુઓને જીતવાના છે! તે કિર્તિને પછી—

ભર્તૃહરી—ભાઇ, એ બધું તમારે સંસારીઓને અવશ્ય જોઇએ, અને મારે તો હવે:—

प्राप्ताश्रियःसकलकामदुधास्ततःकिम्<br>
न्यस्तंपदंशिरसिविद्विषतांततःकिम्<br>
संपादिताःप्रणयिनोविभवैस्ततःकिम्<br>
कल्पंस्थितास्तनुभृतांतनवस्ततःकिम्.

સર્વે કામને પુર્ણ કરનારી લક્ષ્મિ પ્રાપ્ત થઈ તેથી શું? શત્રુઓના માથા ઉપર પગ મુકયો તેથી શું? સ્નેહીઓને સંપત્તિવાળા કર્યા તેથી શું? અને પ્રાણીઓનાં શરીર એક કલ્પ લગી રહ્યાં તેથી શું? અર્થાત તેથી જેનો કદી નાશ ન થાય એવી ત્રણ કાળ અબાધિત

આવી કઈ વસ્તુ મુને પ્રાપ્ત થવાની હતી ? કોઈ નહીં.

દીર્ઘ૦—મહારાજ, એવાં દારૂણ વન આપને વિકટ તથા દુઃખદાયક થાશે, તથા દિશાઓ ખાવા ધાશે!

ભર્તૃહરી—ભાઈ હવે ડર કોને!

अकिंचनस्यदांतस्य शांतस्यसमचेतसः
सदासंतुष्टमनसः सर्वाःसुखमयादिशः

જેની પાસે કાંઈપણ નથી, મન તથા ઈંદ્રિઓ વશ રાખેલી છે. એક સરખું ચિત્ત છે, હમેશાં સંતોષ વાળું મન છે, એવા માણસોને સર્વ દિશાઓ સુખરૂપ છે.

દીર્ઘ૦—(રાજાનું મન કોઈ રીતે ડગે તેમ નથી એવું જોઈને) મહારાજ આપ વનમાં પધારો છો, તો હમે આપની પાછળ કારભાર કરવાના નથી, એ ચોકસ સમજજો. જેનું અમે નિમક ખાધું તે મહીપાલ જ્યારે ભભુત લગાવે છે; ત્યારે હમે તે જોગીના ચેલા બની પાસે રહીશું. તથા ટુકડા માગી લાવી ખાશું. અને આપને લાવી હાજર કરશું અને શેષ આયુષ્ય માહારાજા જોગીની સેવામાં પુરૂં કરશું.

શુરસેન—હજુર, અમે પણ એમજ કરશું. આ લશ્કરની અને રાજની ગમે તે અવસ્થા થાય તેનું અમારે કાંઈ પ્રયોજન નથી.

દીર્ઘ૦—મહારાજ આપ ભેખ ધારણ કરવા ઇરાદો કરોછો, એ વાત સેહેજસાજ પ્રજામાં પણ પ્રેસરી છે. અને રૈયત લોકમાં મહા કલ્પાંત ને શોક થઈ રહ્યોછે તે મને ખબર મળ્યા છે કે જેવી રીતે રામચંદ્ર વનમાં ગયા. ને તે વખત પ્રજા પાછળ ચાલી હતી. તેવી રીતે આપની પ્રજાનો પણ ઘણો ભાગ સંગે ચાલવા તેયાર થયો છે.

ભર્તૃહરી—પ્રધાનવર્યા, એવો ઉતપાત મારી પરમ પ્રિતિપાત્ર પ્રજામાં થવા ન દેવો; અને તેને સારી રીતે સમજાવવી.

પ્રતિહાર—(પ્રવેશ કરીને) મહારાજ, ખબર આવ્યા છે કે મહારાણીના પિતાએ દુર્યોધાને નાક કાન છેદન કરી દેશ નિકાલ કર્યા છે

અને આ વૃતાંત સાંભળી ખેદના સમુદ્રમાં ડુબ્યા છે. દુર્બોધાને દેહાંત દંડ મહાજને બંધ રખાવ્યો.

વિદુષક—દુર્બોધાને દેશનિકાલ કે! (ગજવામાંથી કાઢીને) લે, તું તો સો અશરફી, કરોડોમાંથી આટલી હક થઈ.

નેપથ્યમાં—

ગુલાબચંદશાહ—(માણેકચંદશાને કહેછે) બે વચન ઘટે તે જરૂર કહેવાં.

માણેકચંદશાહ—હા ખરૂં છે! આજ નહિ કહીએ તો પછી ક્યારે કહીશું!

ગુલાબચંદશાહ—માણેકશાહ, આતો મોટો ઉલ્કાપાત વરતાયો!

માણેકચંદશાહ—ભાઇ આથી બીજો કયો ઉલ્કાપાત! બાણુંલાખ માળવાનો ધણી જોગી બને છે!! વાહ! દૈવ તારી ગતી!!

પ્રેમાણંદશાહ—રાજા ને જોગીના હડ ભાઈ. જ્યાં જોઇએ ત્યાં તેવા, પણ ઉજેનીને રંડાપો આવવા કેમ દેશું?

ગુલાબચંદશાહ—(ઘણી વાર રોકાયાથી પ્રતિહાર પ્રતિ) ભાઈ તારો પાડ, હવે તો જઈ મહારાજને કહે તો ઠીક!

પ્રતિહાર—(પ્રવેશ કરીને) પૃથ્વીપતિ પ્રજામંડળ બધું આવ્યું છે ને બહાર ઉભું છે, હુકમ હોય તો અંદર પ્રવેશ કરે.

ભર્તૃહરી—(હળવેથી) કોણ કોણ છે?

પ્રતિહાર—મહારાજ, ગુલાબચંદશાહ પંડે આવ્યાછે! ને માણેકશાહ તથા પ્રેમાણંદશાહ પણ સાથે છે.

ભર્તૃહરી—ઓહો હો! ત્રણે શેઠીયા, મારા ધર્મધુરંધર ગૃહસ્થો આવ્યા છે! એકદમ ઉઠી બહાર જઈ તેડી લાવે છે અને પ્રવેશ કર્યા પછી પ્રતિહાર સૌને યોગ્યસ્થળે બેસાડે છે.

ગુલાબચંદશાહ—(સૌ બેઠા પછી ઉભા થઈ હાથ જોડીને રાજાપ્રતિ ત્રિલોકના પતિ! આ શો ગજબ કરવા તૈયાર થયા છો! ને અમારૂં જીવતર ધુળ કરવું હોય તો ભલે વનમાં પધારો; તો અમારી કાંઈ ના નથી!

માણેકચંદશાહ—આજસુધી પ્રજાને ઘરનાં છોકરાંની માફક પાળી છે; ને હવે આમ કરવું હોય તો ભલે! ભભુત લગાવીને તમે જોગી બનશો તો અમારે પણ શરીરે ચોળવા ભસ્મ મળી રહેશે!

પ્રેમાણુંદશાહ—અન્નદાતા ! રાજાના ને જોગીના હડથી આડોઆંક છે ! અમે દુધ સાકર ચોખા ખાશું ને તમને સુકા ટુકડા માગતા નજરે જોશું ? ચૌદ ભુવનના પતિ વિચારો, એતે કદી બનવાનુંછે!

ભરથરી—એ બધું સાંભળીને બોધ દર્શક હસ્ત મુદ્રાથી)

## લાવણી.

શુણો દીર્ઘદર્શી હે સચીવા ! ગૃહસ્થો ઉજ્જયની વાસી !
સુણો સકળ હે રાજદ્વારી ! કહે ભરથરી ઉદાસી ! એ ટેક.
આ સંસારે રહો તમે સૌ, ગૃહસ્થા શ્રમ છે સુખરાશી,
નિતિ સુખ મમ પ્રજા ભોગવો, હુંતો થયો છું ઉદાસી— શુણો.
કપટ રહિત શુદ્ધ દિલથી પ્રિતિ, નર નારી જોડો સાચી;
કદી ન કરશો બુદ્ધિ કાચી, રહો સુખ સંસારે રાચી. શુણો.
પુરૂષ સરવને પ્રથમ કહું કદી, પડો નાર પ્રિતિ ફાંસી;
શીયળ પતિવ્રત નિતિ વૃષ્ટિ, હમેશ વરસાવો ખાસી. શુણો.
મન દ્રઢાવી કરો વજ્રમય, ડગે ન અવિચળ થઇ જ્યારે;
ખરી પ્રિત અંતરથી લાગે, શૂદ્ધ નારીઓ રહે ત્યારે. શુણો.
કદી ન અળગી એને કરશો, થઇ નારના વિશ્વાસી;
પ્રસંગ એને તમે આપશો, નિતિથી જાશે નાશી. શુણો.
ઉપર ડોળ એનો નવ માનો, કરો પરિક્ષા તો સાચી;
ભોળા થઇને ભરમાશો નહિ, નમીને રેહેશો નહિ નાચી. શુણો.
એને સંગ કદી નવ કોઇનો, તુરત તમે કરવા દેશો;
બહુ પરીક્ષા કરી વિચારી, પરી પક્વ ભાસે લેશો. શુણો.
નીચ દૂષ્ટ દુર્બુદ્ધિ જનની, એક દિવસ સંગે રેહેશે;
જીવીત એતો ખરાબ કરશે, નકી દીલ પલટી દેશે. શુણો.
આ સંસારતણું એક સાર્થક, વિષય ભોગ ગણશો નાંહિ;
તલ્લીન તેમાં બહુ થાશોમાં, ચપળ ચિત્તથી એ ચાહી. શુણો.
માત્ર પ્રજા ઉત્પત્તિ હેતુ, વિષય ભોગ વિશે રાખો;
પણ દિવસને રાત્રી એમાં, ખુઓ ન જન્મારો આખો. શુણો.
તમે લુબ્ધ બહુ રહેશો તેમાં, સદા વિષય કેરે રંગે;
તો તે પણ તે ચાલ પકડશે, ઉપજશે દુખ એ અંગે. શુણો.

ચાલ આપણી હોય નડારી, મિત્ર શુચવે તે માનો;
એપર પુરૂં લક્ષ આપજો, હિતાહિત મનમાં જાણો. શુણો.
સંપી રહેજો ન્યાયે વર્તજો, દીર્ઘદર્શી શૂરસેન તમે;
બાળાઓને બોધ આપજો, નીતિ ભોજન નિત્ય જમે. શુણો.
અરે દીર્ઘદર્શી આ રૈયત, પૂત્ર સમાન ગણી પાળો;
કદી વિક્રમ આવ્યો સંભળાયે, વળી ક્યાંઇ નજરે ભાળો. શુણો.
તો તેને જઇ કરી વિનતિ, ઉજ્જયની માંહિ લાવો;
પ્રતિજ્ઞા એની મુકાવજો સૌ, કહી બનાવ બન્યો આવો. શુણો.
માફી મારી વતી માગજો, કૃતઘ્ની હું એનો ભ્રાતા;
પૂન્ય રૂપ પરમાર્થી એ છે, સકળ પ્રાણીનો સુખદાતા. શુણો.
પ્રજા દૂખ એ શ્રવણ કરીને, આવી અહીં ઉભો રહેશે;
પરદૂખભંજન વિક્રમ મારો, અરે! હશે ક્યાં! શાવેશે! શુણો.
હવે જંગલમાં જાઉંછું હું, કફની હોય તે લાવોરે;
આ અંગરખા ઉપર પહેરૂં, જોગ મુંને દરશાવોરે. શુણો.

(રાજા ઉઠે છે ને વળી વિદુષકનું બોલવું સાંભળી બેસે છે.)

**વિદુષક**--(કફની શબ્દ સાંભળી ઉભો થઈ જરા રોષમાં)
અરે મહારાજ કોણ કફની આપે, મગદુર કોનો જોતો નથી;
કતલ એને હું કરીરે નાંખું; હવે મોતથી બીતો નથી.

**ભર્તૃહરી**—
અરે મિત્ર વિદુષક મારા, દિલ મારૂં અહીંથી ઉઠ્યું;
હવે આગ્રહ તું વૃથા કરે છે, જગત મેં જાણ્યું છે જુઠું. શુણો.
તારાં વચન મેં નવરે માન્યાં, ફળ તેનું મેં તો ચાખ્યું;
હવે સરવને સમજાવીને, રાજ્ય શાંત નગર આપ્યું. શુણો.

**વિદુષક**—
તેતો રાજા ભલેરે કહોછો, હું જુદો નહિ રહેવાનો,
હું સંગે તેયાર થયોછું, નથી મિત્ર હું કહેવાનો.
બાઇડીને મેં પ્રાતઃકાળે, પિયર વળાવી પરમાણો;
કર્યું ઠેકાણે ઘર મેં સઘળું, ચેલો થઈ આવ્યો જાણો,

**ભર્તૃહરી**—
અરે મિત્ર શામાટે દુખીયો, થાવા આવે જંગલમાં;
અહી રહીં તું સુખ ભોગવજે, માનની કેરા મંગળમાં. શુણો.

વિદુષક—

રાજમિત્ર! એ તે શું કહોછો! અરૂચી જગતની મુને હતી;
તમને અરૂચી થૈછે હમણાં, ઝપટ જગતની લાગી હતી!

ગુલાબચંદશાહ—(ઉભા થઇને)

અરે રાજા જો જાઓ જંગલમાં, અમો તૈયાર કુટુંબ એથી;
તમ સાથે ચાલીશું ભેળા, રહેશું નહીં ઘરમાં બેશી.

માણેકચંદ—

રાજા જોગી પ્રજારે ભોગી, એ તે ન્યાય ક્યાંનો કહેવો;
અમે તૈયાર થઇને આવ્યા, પાછળથી પગ દ્યો જેવો.

પ્રેમાણંદશાહ—

શોછે ધર્મજ રાજા કેરો, વિચારો નૃપતિ ગુણવંતા;
પ્રજા સુખી જો ન્યાએ કરશો, મુક્તિ પામશો યશવંતા.

ભર્તૃહરી—

પ્રેમાણંદશાહ વચન આપનું, સંસારીને સાચું છે;
યોગ સાધના નિવૃતિ વણ, મોક્ષ પ્રપનજ કાચું છે. શુણો.
પ્રધાન પ્રતિ)
અરે પ્રધાના સમજાવેતું, પ્રિતિવંત પ્રજા મારી;
અવળી હઠ એ પકડી બેસે, વચન કહે કાંઇ વિચારી. શુણો.
નથી હવે હું અહિ રે'વાનો, લાખ પ્રકારે હે ભાઇ;
મારૂં મન હવે અહીં નહીં લાગે, સ્થિર થાવું જંગલ જાઇ.શુણો.

(એટલું કહ્યા પછી રાજાએ કફની તૈયાર કરાવી રાખી હતી તે પ્રતિહારને ઇશારો કરેલ તે પ્રમાણે તેણે આ વાતની રંગ ઝગમાં સિંહાસનની એક બાજુએ મુકેલી, તે એકદમ કાઢીને)

જય અલેક જય અબધુત નિરંજન! એમ કહી પહેરી લીધી તથા સિંહાસનપરથી રાજા ઉતર્યા ને અતી દિલગીરીનો દેખાવ આ વખતે થઇ રહ્યો છે.

દીર્ઘ—(એકદમ ઉઠી રાજાની આગળ રસ્તામાં આડા ઉભા રહીને)

ગઝલ.

તુંમ ચલે કફની પહેરકે, હમકું કીયા કીસ્કે હવાલે;
તુમ ચલોગે ઇસ બાજુ પેં, હમ પીવે બીખકે પ્યાલે.
રાજા મત કરના એસા, તેરા પ્યાર દિલ્ઠ શાલે. તુમ.

તુજ બિના યેહ પ્રજા, સબ હોતહી બેહાલ.
રૂદન કરતી તુજ પ્રિયા, મત ગલે કફની ડાલે. તુમ.
બેહાલ કરકે સબકું, પ્યારા અબ ભિખ ના લે;
એસે ચલકે ઇહાંસે, કયું ગલેમેં તોક ડાલે. તુમ.

ભર્તૃહરી— રાગ ઉપરનો.

હમ જાતે જંગલકે બીચ, જુઠીહે રાજકી જંજાલ;
સાધન અપના છોડકે, ઇધર મત હોના બે હાલ.
હે લખ લાનત ઓરતકું. મત ગુમાના ઉસસે કાલ. હમ.
બહેતરહે સ્ત્રી દિલસે, કભી હોવે ઝેરી ખ્યાલ;
અબ રાજ હમ નાંહી કરે, તુમ રાજ અબ સંભાલ. હમ.

(રાજાને વિદૂશક બહાર નિકળ્યા કે પ્રજામંડળ બધું તેની પાછળ જાય છે; ને વિદુષક ઘણું સમજાવે છે પણ કોઇ સમજતું નથી.)

દીર્ઘ૦—(આંખમાંથી આંસુ ચાલ્યાં જાય છે ને સેનાપતિ પ્રતિ) શુરશેન, રાજા રાજનો ત્યાગ કરી ચાલ્યા ગયા, મહારાણી પિંગળાએ ઘણું વિપરીત કામ કર્યું,રાજાને વૈરાગ્ય દીધો! એ દ્રષ્ટાંત આપણે પણ લેવાનું છે;કે સ્ત્રીનો વિશ્વાસ કરી તેમાં છેક ગરકાબ ન થવું; યથાયોગ્ય ગ્રહસ્થાશ્રમ સુખ ભોગવવું, તથા મહારાજનાં વચન પ્રમાણે એને સદા નીતિમાં બોધની વૃદ્ધિ કરવી. કોઇ વગર પરીક્ષાએ નીચ માણસ પાસે ન રાખવું. પણ હવે એ વાત હાલ બંધ રાખીએ; તમારે લશ્કરનો બરાબર બંદોબસ્ત કરવો અને હું નગર શેઠને ત્યાં જઇ પ્રજાના મનનું કાંઇ સમાધાન કરી આવું.

શુરસેન—બહુ સારૂં તમે જાઓ, ને હું બીજો બધો બંદોબસ્ત કરૂંછું. ને વિક્રમાદિત્યની શોધમાં માણસો મોકલુંછું.

દીર્ઘ૦—હા, એ કામ પેહેલું કરજો. એમ કહી પ્રધાન સત્વર નીકળીજાયછે.

શુરસેન—આહાહા? શું બનાવ બન્યો!! દુરદૈવ તેં આ શું કર્યું!!

(એમ કહી તે પણ નિકળી જાયછે.)

(અંક ચોથો સમાપ્ત.)



# અંક ૫ મો.



### પાત્ર.

ભર્તૃહરી.................... માળવ દેશનો રાજા.
પિંગળા.................... તેની માનીતી રાણી.
યશોમાલતિ ............ } તેની પિંગળાથી ઉતરતે દરજ્જે
કમલાક્ષી ............... } માનીતિ રાણીઓ.
ચંદ્રકળા ............... }
કૃષ્ણા કુમારી............ ભર્તૃહરીની પુત્રી.
મચ્છિંદ્રનાથ.............. એક અવધુત યોગેશ્વર ભરથરીના ગુરૂ.
ગોરખનાથ ............... તેનો પૂર્ણ યોગને પહોંચેલો ચેલો.
ઓઘડનાથ ............ }
કુંથડનાથ............. } મચ્છેંદ્રનાથના બીજા ચેલા.
લક્કડભારથી........... }

—❧—

## પ્રવેશ ૧ લો.

### સ્થળ પિંગળાનો રાજમહેલ.

### પિંગળા તથા મધુરવદંતી.

પિંગળા—(રાજા તિરસ્કાર દઇ ગયા પછી જેનો બધો વખત રૂદનાલાપમાંજ જાયછે, તે દાસી નગરમાં શી સ્થિતિ વરતેછે. મહારાજા ભરથરી શેહેરમાં છે કે ચાલ્યા ગયાછે, ઇત્યાદી તજવીજ કરવા ગએલી; તેને આવતી જોઇને પુછે છે.) કેમ દાસી નગરીમાં શી અવસ્થા છે; મહારાજને કયાંઇ દીઠા?

મધુર૦—(નિસ્તેજ થઈ જઇ થોડીવાર સ્તબ્ધ રહી પછી ગદગદ કંઠે) બાઇ, ઉજ્જયનીનો સૂર્ય અસ્ત થઇ ગયોછે; સર્વ પ્રજાના જીવનના જીવન મહારાજા ભરથરીતો રાજપાટ છોડી તેજ વખતે અરણ્યમાં ચાલ્યા ગયાછે!! પ્રજા બધી રૂદન કરેછે! રાજમંડળનું

ચિત્ત વ્યગ્ર થઇ ગયુંછે! રાણીવાસમાં પણ બધે શોક છવાઇ ર-
હ્યોછે! આખી ઉજ્જેનીમાં હાહાકાર થઇ રહ્યો છે!

પિંગળા—(એ સાંભળી મૂર્છાખાઇ પડેછે, ને દાસી તેને સાવધ કરી
બેસાડે છે ત્યારે.)

લલિતછંદ.

અરર સ્વામિરે, શું હવે કરૂં; અતિ નિષિદ્ધ મેં કર્મ આચર્યું.
શિયળ ભંગમાં, પાપ ના ગણ્યું, સુખ અખૂટ મેં આપનું હણ્યું.
દિયર માહરા, શુદ્ધ જે અતિ, મુજ પ્રતી હતી, માતુની મતી;
અરર તેમની, શી કરી ગતી, સ્મરણ કૃત્યનાં, શાં કરૂં પતી.
દિયર વિક્રમા, નીર્મળા મતી, તુજ વિષે થઇ, દુષ્ટ હું અતી;
મન ગમ્યાં સદા, ભોગવ્યાં સુખો, કયમ સહ્યાં હવે, રાનનાં દુખો.
વિશય વાસના, થી હું આંધળી, ભવિષ્ય ના નીહાળી શકી જરી;
સકળ સૂખ ભંડાર માહરો, અદય દૈવ તું, લુંટી સંચર્યો.
પુરણ સત્યરે, સ્નેહ રાખતા, પતિ ગુમાવીને, લીધી આપદા;
નગર છોડિને, છોડિ રાજરે, વિભુત ચોળી છાંડી સમાજરે.
સુરજ આથમ્યો, માળવા તણો, ઉચરતા બધે, ત્રાહ્યરે જનો;
થઇ ઉજ્જેનિરે, તું અનાથરે, કકળતો રહ્યો, સર્વ સાથરે.
જગત શોકની, લાહ્યમાં બળે, નહિજ કેમ તું, જીવ નિકળે;
કરમ કોપિયું, શું સુઝી મતી, મુરખ પાપી મેં, આણી આ ગતી.
અરર રે કર્યું, દીલ માહરૂં, નીચ સંગથી, બૂરૂં રે ઠર્યું;
અરર નીચને, પાસ રાખીઓ! અરર દાસી તેં, ડાટ વાળિયો.
અસત્ય દોષ મેં, સ્વામિ ભ્રાતને, દઇ તજાવીયો, દેશ સાથને;
અરર નારિ હું, પાપી જારણી, દિયર માફી દ્યો, આવીઓ ધણી.
કમળ મૂખને, શ્યામ મેં કરી, કુળ લજાવીયું, ના ગઇ મરી;
રૂપ બળો અરે, શું કરૂં હવે, કુરૂપ તો થયું, કામને દવે.
દવ ઉઠી મને, બાળિ નાંખતું, જતુનિ પૃથ્વિરે, વા સમાવ તું;
અરર શું કરૂં, ક્યાં જઇ પડું, મરણ સહાય થા આવી ઢૂકડું.
હર હર! શંકરા! હાયરે ભગવાન! હવે હું શું કરૂં હવે તું મૃત્યુ
જલદી આપ!!

મધુર૦— લલિતછંદ.

ધિરજ ધારિને, બાઇ સાવધ, સમળ થૈ કરો, કલેશનો વધ;
નિર વહ્યા પછી, બ્યર્થ શોચના, નહિ થયું થયું,તે થશેજ ના.
અતિ પ્રચંડ છે, જ્વાળ કામની, શિયળ વૃતિ ત્યાં, જેવિ દામની;
ચપળ ચિત્ત આ, સ્થિર ના રહે, વિષય પંચમાં, દોડવા ચહે.
સુર મુનીશ્વરો, જોગિને જતી, ભ્રમિત સર્વની,થાય જ્યાં મતી;
અબળ જાતની, શી વિસાત ત્યાં, રડિ રડિ કરો,આંખ લાલ કાં.
નહિ લલાટના, લેખરે ચુકે, સમય મૃત્યુનો, નીજના ચુકે;
ચતુર છો વિચારી જુઓ તમે, ફળ કશું હવે, દેહને દમે.

બાઇસાહેબ, આમ દેહ દમન, અને રાત્રિ દીન રૂદનાલાપ કરવાથી આપના શરીરને દુઃખ ઉપજશે.

માટે **भवितव्यंभवत्येवकर्मणामीदृशीगतिः**

એ વાકય પર દ્રુષ્ટિ કરીને શોકાર્ણવથી મુક્ત થાઓ, તથા ઇશ્વરના સ્મરણમાં ચિત્ત ચોડો.

પિંગળા—અરે દાસી, મને મારૂં કૃત્ય સંભારી કંપારો છુટે છે; અરે હું પાતકી,બ્યભિચારણી,ગમે તેટલો પશ્ચાતાપ કરૂં પણ હવે પવિત્ર થવાની નથી; અરે જે દુષ્કૃત્ય જાણી બુઝીને કર્યું. તેને માટે પ્રાયશ્ચિતજ શેનું! અરે પ્રાણપતી! જેવા પ્રાણપતી!માલવપતિ ભર્તૃહરી માહારાજ; કેવા નિર્મળ પ્રેમી, તેને મેં નઠોર નારી જાતે દગો દીધો! અરે જે અંતઃકરણનો એને પુર્ણ વિશ્વાસ, તેજ અંતકરણે તેને છેતરી અસહ્ય સંતાપ ઉત્પન્ન કર્યો! હે અપવિત્ર અંતઃકરણ! હવે તુંને બાળી ચિતા ભસ્મ ભેળું કરૂંછું!

મધુર૦—(એ સાંભળી બાઇનો આપઘાત કરવાનો વિચાર જાણીને) બાઇસાહેબ, એ શું બોલો છો! આત્મહત્યા કરવાથી ઉલટો પાપમાં વધારો થાયછે! માટે એ વિચાર સ્વપ્ને પણ ન રાખવો! તથા હરીસ્મરણથી દેહ શુધ્ધિ કરવી!

પિંગળા—દાસી, હવે મારૂં જીવતર બ્યર્થ છે, હવે જે જે સંકલ્પ અંતઃકરણમાં ઉઠેછે, તે પ્રાણની હાની કર્વા થાયછે; હવે આ

કાળા મુખને ક્યાં સુધી કાયમ રાખવું ! અરે મેં પ્રાણપતિને દગો, દીધો, એટલુંજ નહીં, પણ મારા દીયર વિક્રમાદીત્ય, જે મને માતૃ સમાન જાણવાવાળા, અતી પવિત્ર શાસ્ત્ર સંપન્ન, શીયળ નીતિના સ્વરૂપ, અરે જેણે પરસ્ત્રીનું સ્વપ્ને પણ ચિંતન કર્યું નથી એવા; તથા નિરંતર પોતાના જ્યેષ્ટ ભાઇની છાંયા નિચે રહી પ્રજાને પુત્રની માફક પાલન કરતા હતા; અરે જેને તરૂણાવસ્થા તો પ્રાપ્ત થઇ નહોતી, ને જેણે ઉજ્જયની બહાર કદી પગ દીધો નથી તેવા ધર્મસિંધુ રાજપુત્ર માહારાજના લઘુભ્રાતને મેં કૃતઘ્નીએ અરણ્યવાસ અપાવ્યો; હરે હરે શંકરા ! મારાં પાપની સીમા રહી નથી !! અનંત કાળ સુધી રૌરવ નર્કમાં વાસ કરૂં તોપણ મારો છુટકારો થવો નથી !

મધુર૦—બાઇસાહેબ, કુમાર વિક્રમાદિત્યને જે વખતે મહારાજે દેશવટો દીધો ! તે વખત બધી પ્રજામાં હાહાકાર થઇ રહ્યો હતો ! અને મને પણ અત્યંત ખેદ થયો હતો ! પણ દૈવે જે નિર્માણ કર્યું હતું તે—

પિંગળા—(એ સાંભળી -હૃદય ભરાઇ આવ્યાથી ઘણાં આક્રંદ તથા અશ્રૂપાતની સાથે શિરના કેશ ખેંચતી) હાય ! દૈવ ! શું કરૂં ! અરે! દુષ્ટદૂર્બોધા શિયળ ભંગ કરવાની કુબુદ્ધિ મુને ક્યાંથી આપી ! કે જે ઝેરના બીજે વૃક્ષરૂપ થઇ આવાં કટુ વિપરિત પાપજનક ફળ ઉત્પન્ન કર્યાં ! અરે મેં નિતિના ગ્રંથો ન વાંચ્યા ! અરે મેં શ્રુત શાસ્ત્રો શ્રવણ ન કર્યાં ! મેં પ્રાણ પતિના ચરણ કમળમાં સાચી પ્રિતિ ન રાખી ! હું કામાંધ થઇ છળ કપટથી રમી કોટી કુકર્મો કર્યાં ! અરે દાસી તારાં સદ વચનોનો મેં તિરસ્કાર કર્યો ! અને નીચનો જારબોધ અંગીકાર કર્યો, અરે મુંને બીજું કશું દુઃખદાયક થતું નથી ! પણ મારા નિર્દોષ દીયરજીને દેશવટો દીધો એ બધા કરતાં બહુ સાલેછે ! ત્યારે સાચા પ્રિતવાળા સ્વામીનાથને દગો દઇ જોગ લેવરાવ્યો. એ શું ઓછી વાત થઇછે. અરે એતો એથી પણ અધિક છે. અરે પંચ વિષયો તમે પૃથ્વીમાં પથરાઇ, અમને અબળાઓને આડે રસ્તે શામાટે ચડાવો છો !

અરે એમાં એનો શો દોષ ! એતો મનની વૃત્તિને આધીનછે !
(એટલામાં ઘરેણાં તરફ નજર પડતાં એનો તિરસ્કાર કરતિ ફેંકોદેછે.)

સૌ મિત્રી શોચનો ત્યાગ કરો હવેરે. એ રાગ.

શૃંગારમાં ડુબાવીતી તમેજ મુને.
પીયુને તજાવનારે વેરી અલંકાર શૃંગારમાં-એ ટેક.
હીરા મોતી જડિત્ર કંકણ દૂર જાઓ !
પોખરાજ રત્નહાર, અદ્રશ્યજ થાઓ; પિયુને.
જરીયન સાડી ચુડામણી બળી જાઓ,
રૂપ દેહીનું બળીને, ખાખવત થાઓ; પિયુને.
અરે કામ મૂક્યો મુજ -હૃદયમાં કાપ,
અરે બાજુબંધ, ઉપજાવ્યો તમે તાપ; પિયુને.
શ્વેત વસ્ત્ર સાડી દાસી લાવે તું આ વાર,
પ્રભુને શરણ થવું, ઉતારી શૃંગાર; પિયુને.
શિયળ ભંગના પાપ થકી મુને ઇશ,
મુક્ત કરશે દીનાનાથ, અરપું એને શીશ; પિયુને.

મધુર૦— રાગ સદર.

ધારી એ વિમળ મતી, મોક્ષનીરે બાઇ,
પ્રભુ પ્રેમ પામવાને થાઓરે તૈયાર ધારી.
શૂદ્ધ -હૃદયથી જોડો પ્રભુ સંગે પ્રીત,
જેયો ભવ પાર ઉતરશો ખચીત; પ્રભુપદ.
જુઓ પાર ઉતરવા, ભિખ ધર્યા ભૂપ,
મિથ્યા પંચ ભૂત સૃષ્ટિ, નામ રંગ રૂપ; પ્રભુપદ.

પિંગળ—(દાસી પ્રત્યે) મધુરવદંતી એક શ્વેત શાડી તું મને લાવી આપ તે મારે ધારણ કરવીછે. અને હવે રહેલું શેષ આયુષ શંકરના ભજનમાં ગુજારવું છે, તું મને આંહીથી સ્તુતિ ગૃહમાં લઇ જા.

મધુર—ચાલો, બાઇસાહેબ, ત્યાં આપના ચિત્તને કાંઇ શાંતિ થશે.

(એમ કહી બંને ત્યાંથી જાય છે.)

—————

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—પર્વતની તલેટીમાં મચ્છેંદ્રનાથનો આશ્રમ.

**મચ્છેંદ્રનાથ, ગોરખનાથ, ઓધડનાથ, લક્કડભારથી, કંથડનાથ, ને પાછળથી ભરથરી પ્રવેશ કરે છે.**

ભર્તૃહરી—(પોતાના મિત્ર વિદુષકને અતી દુરાગ્રહથી વિક્રમાદિત્યની શોધને બહાને જુદો પાડ્યા પછી સ્વગત કહે છે) આહાહા! શું નિર્સ્વાર્થ પ્રેમની નિષ્પ્રતિમ મૂર્તિ, ધન્યછે. મિત્રતો એવાજ જોઇએ! ઘરબાર તજી છેવટ મારી સાથે ભિખ લેવા તત્પર થયો! ખરો સ્નેહ હતો એ મિત્રનોજ કે જેનો મારી સાથે આવવાનો હઠ હું આખર સુધી ડગાવી ન શક્યો! ને જેણે શિરને માટે વિયોગ જન્ય દુખની સહનતા દરશાવી આપી. હવે પાછો આવી મળશે એમાં સંદેહ નથી! ગમે તે ગુપ્ત સ્થળેથી શોધી કાઢવાની એનામાં શક્તિછે,ત્યારે (મનને) એ સાથે હોતતો શી હરકત હતી! નહીં નહીં, વળી એટલો સંબંધ સ્નેહરૂપી દુઃખના મૂળની છાંયા પણ હવે શાને જોઇએ! હવે તો ભલા આપણને ભલું જંગલ, રાજ સુખની સ્મૃતિ આવે એવો સોબતી હવે ન જોઇએ! ચાલ હવે આ પર્વતની ગલીમાં પેસી જાઉં! નહીંકર આડો અવળો થઈ ભેળો થઈ જશે! (એમ કહી પર્વતની તલેટીમાં પ્રવેશ કરીને તે જોઇ) આહાહા! આ પરવત કોઈ ચમત્કારી જણાય છે. કેવાં કેવાં વૃક્ષો, તથા સરિતાનાં નિર્મળ નીર ચાલ્યાં જાય છે, આ સ્થાન અતી પવિત્ર જણાય છે; આ સ્થળમાં મહાત્મા જ્ઞાની પુરૂષ અવશ્ય પ્રાપ્ત થશે; એવો મનને નિશ્ચય થાય છે; (વળી વૈરાગ્યના વિચારમાં પડી) આ અસાર દુઃખરૂપ સંસારથી ન્યારૂં આ સ્થાન છે, એમાં મહાત્માનો સત્સંગ, ને શંકરનું ભજન સાચું છે! બીજી સર્વ વાત જુઠી છે. કોઈ પણ ભિખધારી જંગલ જોગી શેવડા કાનફટા. કે નાથ મલે તો શરણ પકડીને તેનો દાસ થઈ જાઉં! (વળી જરા આગળ ચાલતાં એક યોગાશ્રમ જોઇને) આહા હા! જેવી જીજ્ઞાસા છે તેવુંજ સ્થાન

શંકરે દ્રષ્ટિએ પાડ્યું, (મચ્છેંદ્રનાથ એક ઓટલા પર સમાધીમાં બેઠાછે ને તેના શિષ્યો નીચે બેઠાછે. તેને જોઇને) અહો ! અબધૂતો તો અત્રેજ નિવાસ કરતા હોય એમ જણાયછે ! પણ પેલા ઉચ્ચ સ્થાને બીરાજમાન છે, એતો કોઈ મહાન યોગીશ્વર સમાધિસ્થ લાગેછે; અને આ તેના શિષ્યો હશે ! ખરેખર ! આ સર્વ સંસાર ત્યાગી લોક ભિખધારી છે; તેને શરણ જાઊ. (એમ કહી મચ્છેંદ્રનાથના શિષ્યો જે સેહેજ ધ્યાનમાં નિચી દ્રષ્ટિ કરી બેઠાછે, તેમની પાસે જઇને ગોરખનાથ જે સૌથી આગળ બેઠેલા છે તેના પગ આગળ પડીને) ગુરૂ મહારાજ વંદન કરૂંછું.

ગોરખ—(ધ્યાનથી જાગૃત થઇને) તેં કોન હે?

ભર્તૃહરી—મહારાજ, બાણુંલક્ષ, જે માલવદેશ કહેવાય છે ત્યાંનો હું રાજા ભરથરી છું.

ગોરખનાથ—અચ્છા, તેં કીસવાસ્તે યહ અરણ્યમેં ચલા આયાહે?

ભર્તૃહરી—મહારાજ, હું સંસારરૂપી સમુદ્રમાં ડુબ્રછું; તે આપ ગુરૂરૂપી નાવને શરણ આવ્યો છું; આપ સદ્‌ગુરૂ મુંને સંસાર પાર ઉતારો; તથા જ્ઞાનનો ઉપદેશ કરો ?

ગોરખનાથ—દેખ, બચ્ચા ભરથરી હમારા નાથ લોગુંકા અકળ પંથ હે; હમારી ક્રિયા તુંમ રાજા લોગસે હોની મુશ્કિલ હે; ક્યું કે, યહ, નિયમ, આસન પ્રાણાયામ પ્રત્યાહાર, ધારણા, ધ્યાન સમાધી; એસે બડે બડે કઠીન યોગ કે અંગ હે સો ધારન કરનાં વો બડા તિવ્ર વૈરાગવાન પુરૂષકા કામ હે. તુમ રાજા લોગ રાજ કરો; રાનીયાં ભોગો; તુંમસે યહ નહિ હોયગા; મેં સચ કહતાહું.

ભર્તૃહરી—મહારાજ, મુને સંસારમાં તેના સુખમાં, સ્ત્રીમાં, લક્ષ્મિમાં, કે કોઈ પણ જગતવ્યવહારમાં લેશ માત્ર પણ આશક્તિ રહી નથી. એ સર્વ મુને અગ્નિ અને વિષવત લાગે છે. તે છોડીને આપને શરણ આવ્યો છું, આપ દયાળુ મને કૃતારથ કરો.

લકડભારથી—(ગોરખનાથ પ્રતિ) ગોરખનાથજી, યહ રાજા, બડા દુઃખકા મારા સંસાર સુખસેં નિરાશ હોકર ઓર સંસારી પવનકા

ઝપાટાસેં ઈધર ચલા આયા હૈ; બૈરાગ્યબાન તો અચ્છા દીખતા હૈ!

**ઓઘડનાથ**—અરે લક્કડભારથી, તુમ કહતે હો; મગર યહ કંદમૂલકા આહાર પર્વતકી કંદરામે રહના; ઓર સારા દીન આસન યુક્ત હોકર અલખ નિરંજનકા ધ્યાન લગાનાં વો યહ રાજ દેહીસે હોયગા? ગુરૂ જાને! મૈંતો જાનતા હું કે યોગભ્રષ્ટ હોકર ચલા જાયગા!

**કંથડનાથ**—ઓઘડનાથ; ક્યું નહીં હોયગા? સબ કુછ હોગા! જો સંસારમેં દોષદ્રષ્ટિ દેખકે રાજપાટ લક્ષ્મિ સંપત્તિ, રાની કુટુંબ પરીવાર છોડકે ચલા આયા હૈ; ઉસકા મન યોગસેં ક્યું કર ચલીત હોગા? વોતો દ્રઢ રહેગા; એસા મેં સમજતા હું, ફેર ગુરૂ ગોરખનાથકી મરજી!

**ગોરખનાથ**—(ત્રણે શિષ્યો જે ગોરખ સમર્થ હોવાથી તેને ગુરૂ રૂપ માને છે તે તેમનો આગ્રહ જોઇને ભરથરી પ્રતિ) અચ્છાએસા હૈ તો ઠેર બચ્ચા ઠેર; ઇધર બેઠજા; હમારે ગુરૂ મચ્છેંદ્રનાથ સમાધિમેં હૈ સો ઉત્થાન હોવે તબલગ ઠેર; ફેર હમ ઉસકું પુછેંગેં

**ભર્તૃહરી**—બહુ સારૂં ગુરૂરાજ, અહીંયા બેસુંછું (પછી રાજા એક તરફ બેસી જાયછે.)

**ગોરખનાથ**—(ત્રણે શિષ્યો પ્રતિ) અબ ગુરૂકા સમાધિસે ઉત્થાન કાળ હુવાહૈ; અબ હરકત નહિ ધુની લગાઓ!

(એટલું કહેતાંજ સર્વે અલખ નિરંજનની ધુન મચાવી દેછે.)

અલેક જાગે, ગુરૂજી અલેક જાગે એ રાગ.

ધરો નિરંજન ધ્યાન! નાથ તુમ ધરો નિરંજન ધ્યાન! ટેક.

સદા તુમ ભણો ભિખકે જ્ઞાન, રટો તુમ ગુરૂમચ્છંદર નામ.

ફકડ તુંમ કરો બુટીયાં પાન; સમાધિ સુખકી લે નીસાન નાથ.

ક્યુ લક્કડભારથી! કીતના બખત હુવા હોગા!

**લક્કડભારથી**—ગોરખનાથજી, ગુરૂ ઉત્થાન અભી હોનાં ચેયે.

**કંથડનાથ**—થોરી દેર હૈ! ઠેરો ઠેરો, ભાઈ, આગે ગુરૂ મચ્છેંદ્રનાથ

હે! માલુમ હે! સમાધિકા પુર્ણ બખ્ત અવલ ઉસકું નહીં જતાનાં.

**ગોરખનાથ**—નહિ નહિ કંથડનાથ; બખ્ત હો ગયા હે! કુછ ફિકર નહિ. (એમ કહી ગુરૂ મચ્છેંદ્રનાથ પાસે જઇ ઘ્રાણેંદ્રી, તથા તાળવે કાંઈ યોગાભ્યાસની બુટીનો પ્રયોગ કરીને) ગુરૂ આ દેશ!

**મચ્છેંદ્રનાથ**—કોનહે! કીસ બાસ્તે મુઝે સમાધિસે ઉત્થાન કીયા ?

**ગોરખનાથ**—ગુરૂ, સમાધી સંકલ્પકી અવધ પુરન હો ગઈ હે.

**મચ્છેંદ્રનાથ**—બચ્ચા ગોરખા, તુઝે મેરા ક્યા કામ હે!

**ગોરખનાથ**—મહારાજ, બાણુંલક્ષ જો માલવ દેશ કહલાતા હે, વહાંકા રાજા ભરથરી ભેખ ધારન કરનેકું અરણમેં આયા હે; આપકા ગુરૂ મંત્રકી ઉમેદ રખતા હે!

**મચ્છેંદ્રનાથ**—બચ્ચા ગોરખા રાજાસેં ભેખ ધારન હોયગા ?

**ગોરખ**—મહારાજ, ઉસકી બહોત કસોટી હમને કી, મગર બડા તિવ્ર બૈરાગવાન સંસારમેં દોષ દ્રષ્ટિ દેખને વાલા હે ઉસ્સે ભેખ ધારન અવશ્ય હોયગા. (એમ કહી ભરથરીને ઇશારો કરેછે)

**ભર્તૃહરી**—ગુરૂ મહારાજ, આ ભરથરી ચરણ કમલમાં શીશ રાખેછે.

**મચ્છેંદ્રનાથ**—સુન રાજા ભરથરી, તેં ભેખ ધારન કરનેકું આયા હે; મગર વો કામ બડા મુસ્કીલ હે; તુઝે ગોરખને સબ કહા હોગા, વો મુજબ તુઝસેં હોયગા ? દેખ યહ જંગલ મેં ફલ ફુલ; કંદમુલ સદા પ્રાશન કરનાં; ઔર ભગવે કપડે પહીરનાં, શીર પર જટા રખનાં શામ સવેર ભિક્ષાકું જાના; અલ્પ અહાર કરના; ઔર સારાદીન અલખ નિરંજનકા ધ્યાન લગાના, વો તુઝસેં નહીં હોયગા. બિચાર દેખ.

**ભરથરી**—ગુરૂરાજ એ બધું સંસાર દુખથી સારૂં છે.

**મચ્છેંદ્રનાથ**—રાજા, ફેર મોહાસક્ત હોયગા તો, યોગ, ભ્રષ્ટ હો જાયગા, ઔર તુઝે પશ્ચાતાપ હોગા તસ્માત બહેતર યહ હે કે ત પીછા અપની નગરી મેં ચલા જા ઔર રાજ કર,

**ભરથરી**—ગુરૂ માહારાજ, હું મારૂં મન દ્રઢ કરી આવ્યો છું, તે કદી મંજાયમાન થવાનો નથી.

**મચ્છેંદ્રનાથ**—(જરા વાર ધ્યાન ધરીને) સત્ય નિરંજન દેખ બચ્ચા. તેરા રાજ્યમેં તેરે બિના રાની બાસમેં બડા કલેશ હો રહાહૈ, પ્રજા ભી બહોત આક્રંદ કરતી હૈ, ઓર પ્રધાન લોગુંકા ચિત્ત બ્યગ્ર હો ગયાહે! તેં પીછાજા સચ્ચ કહતા હું.

**ભર્તૃહરી**—નહિ નહિ ગુરૂ મહારાજ, સંસાર દાવાનળમાંથી હું બહુ બહુ પ્રયાસ કરી નિકળી આવ્યોછું તેમાં પાંછો મોકલશો તો હું માર્ગમાંજ મૃત્યુ પામીશ; પણ ત્યાં ફરી જવાનો નથી.

**મચ્છેંદ્રનાથ**—(તિવ્ર વૈરાગવાન મુમુક્ષુ છે એવું જોઇને ચેલાઓ પ્રતિ) બોત અચ્છા, તબ ચેલે, ઉસકું કફની ઝોલી, પાવડી, કમંડલુ, મૃગચર્મ ઓર રાવન હથ્થા દેદો; ઓર ઉસકે પાસ જો અચ્છે અચ્છે કપડાં ઓર ગહીનાહે સો નિકાલકે ફેક દો.

**લક્કડભારથી**—(ગોરખનાથ પ્રતિ) ખફનીતો એક અવલસે પહીરકે આયા હે!

**ગોરખનાથ**—(તેને જરીયન છેડાની એક લીંટી જોઇને વો ખફનીમેં સંસાર રહા હે, વો નહીં ચલે (એમ કહી રાજા પ્રતી) રાજા ભરથરી યહ તેરા ગહીનાં; ઓર પોશાક સબ ઉતારકે ફેંક દે, ઓર યહ નયે સબ ધારન કર.

**ભર્તૃહરી**—બહુ સારૂં, સુખદાતા, (એમ કહી પોતાના લુગડાં વિગેરે ઉતારી ભગવાં વસ્ત્ર ધારણ કરેછે.

**લક્કડભારથી**—(રાજા ઉતાવળમાં માથેથી બત્તી ઉતારવી ભુલી જાયછે તેથી) રાજાયે ક્યા શિરપર ઉપાધી રખતા હે ફેંક દે! ફેક દે! ઉસમેં કુછ આશક્તિ રહી હે!

**ગોરખનાથ**—રહને દો રહનેદો જી, એક પગડીકી ચિંતા નહિ ફેર ફેંક દેનાં,

**ભરથરી**—(ઘણોજ દીન થઇ આર્જવતા યુક્ત મુમુક્ષૂતાથી) ગુરૂ મહારાજ હવે મને મંત્ર આપવાની કૃપા કરો.

**મચ્છેંદ્રનાથ**—બચ્ચા એસેં ગુરૂ મંત્ર તુઝે નહીં મીલેગા અબ તેં તેરી રાની કે પાસ બિક્ષા માંગને જા, ઓર રાગદ્વેષસે રહિત નિર્દ્વંદ્વ હોકર પીછા આ ફેર તુઝે મેં ગુરૂ મંત્ર દેઉંગા.

ભર્તૃહરી—સારૂં ગુરૂ મહારાજ હું ભિક્ષા માગવાને જાઊંછું.

મચ્છેંદ્રનાથ—( તે જવા માંડેછે ત્યારે ચેલા પ્રતિ ) ચેલે તુમ એક ઉસકે સંગ જાઓ, ઓર સાવધાન હોકર પીછા આઓ.

કુંથડનાથ—( ગુરૂ આજ્ઞા સાંભળીને ) બહોત અચ્છા ગુરૂરાજ મેં સંગ જાતાહું. ( પછી તે બંને જાયછે. )

મચ્છેંદ્રનાથ—( તે ગયા પછી બચ્ચા, ગોરખા અબ સહેજ સમાધિસ્થ હો જાઓ.

ગોરખનાથ—અચ્છા ગુરૂ, હોતે હેં.

( એટલું કહ્યા પછી તે સો ધ્યાનાવસ્થિત થાય છે. )



## પ્રવેશ ૩ જો.

### સ્થળ—પિંગળાનો રાજમહેલ.

પિંગળા, મધુરવદંતી, ને પાછળથી ભર્તૃહરી, તથા કુંથડનાથ પ્રવેશ કરેછે.

પિંગળા—( અત્યંત રૂદન કરતી-તથા ઝુરતી ) હાયરે ભગવાન ! હર હર શંકરા ! આ પાપણીનું આયુષ્ય હવે જલદી પુરૂં કર ? હે પૃથ્વી ! હું હવે તારાપર ભારે રૂપછું તેને તું જલદી માર્ગ આપી સમાવી દે.

મધુર—બાઈ ભાવી પદાર્થ આગળ મનુષ્યનું કાંઈ પણ જોર નથી ! માટે આમ આપ સદા શોચ કરોછો, એથી ફળ શું થવાનું છે ! એથી આપના દેહની વેગ્ની હાની થશે ! બીજું કાંઈ નહીં થાય ! !

પિંગળા—દાસી એ તો હું ઇછુંજ છું ! હાયે કરી પ્રાણ કાઢી શકતી નથી ! અરે જે પ્રાણનાથ, મને પ્રાણથી પણ અધિક પ્યારી ગણતા હતા ! ત્રણસોનો ત્યાગ કરી મારામાંજ આતુર રહેતા હતા, અરે જે આ રંગ મોહોલ, બાગ બગીચામાં મારી સંગે હાસ્ય વિનોદમાં વખત ગુજારતા હતા. તેનેજ મેં છેતર્યા ! ! અરે જેને સ્વપ્ને પણ ક્રોધ ઉત્પન્ન થયો નહોતો, તેને મારા દુષ્ટ

કર્મથી સર્વાંગ શોકને બળતરા ઉત્પન્ન કરાવી ભિખ લેવરાવ્યો! અરે જે પ્રાણપતી રેશમને મખમલની શુંદર બીછાતપર શયન કરવાવાળા, તે અરણ્યમાં કંકર કંટક યુક્ત ભુમિપર શયન કેમ કરશે! અરે ધિક્કાર છે મને પ્રાણનાથ, આપ કેવળ દયાના સમુદ્રને ગુણના જહાજ, આજ આ પાપણીનો ત્યાગ કરી ચાલ્યા ગયા, તે તો ઠીક, પણ આ ઉજ્જેની સુની કરી ગયા, તેથી આ રાજ પાયમાલ થઈ જવાનું છે; અને બધી પ્રજા દુખી થશે; તેનો દોષ બધો મારે શીર લાગશે! અરે ભગવાન, હવે તાકીદથી મૃત્યુ આપ! દાસી હવે હું શું કરૂં!!

મધુર—બાઈ સાહેબ, મારી શિક્ષાનો વખત દૈવે અર્થ કાંઢ્યો! તે હવે શું યાદ કરવું!! હવે તો શંકરનું ભજન સાચું.

પિંગળા—ખરૂં દાસી, તારૂં એક પણ વચન તે દીવસ માન્યું હોત તો આ દશા થાત નહિ, પણ ભાવી પદાર્થ ચુકે નહીં! નહી તો દૂર્યોધાને સાથેજ શાને લાવત!

મધુર—બાઈ એને તો આપના પિતાએ નાક કાન કાપી દેશનિકાલ કરી.

પિંગળા—હા દાસી, પણ આ પ્રલય થઈ ગયો, તે ન થયું થાશે!! એને ગમે તેવી શિક્ષા થઈ હોય તોય શું થયું!!

(એટલામાં નેપથ્યમાં અલેક એવો શબ્દ, સંભળાય છે! તે સાંભળી રૂદન કરતી દાસી પ્રત્યે.)

રાગ કલ્યાણ.

અલેક જગાકે દ્વારે ખડો જોગી. એ ટેક.
એ સ્વામીન બીન અન્યન કોહુ,
આયો માગન મમ ભોગી. અલેક જગાકે.

દાસી—દ્વારપાસે અલેક કોણ પુકારે છે! કેમકે એ શબ્દ પ્રાણનાથના જેવા લાગે છે, હર હર! શંકરા! એટલી વારમાં ભિખ ધારન કરીને આવ્યા કે શું?

મધુર—બાઈ સાહેબ, સ્વસ્થ રહો! એ શબ્દ ઘણું કરીને માહારાજનો નથી!

( બંને કાન દઈ સાંભળે છે ને રાજા ભરથરી નીચે પ્રમાણે ગાય છે. )

**લાવણી.**

(સુકરીત કરનાં હોય સો કરલે કો જાણે કલકી. એ ચાલ.)

દેખા નહીં કછુ સાર, જગતમેં દેખા નહીં કછુ સાર,
મોહ બિશે મત લપટો યારો, દેખા નહીં કછુ સાર. ટેક.

ચોદ ચોકડી રાજ મીલે, પન ત્રશ્નાકા નહીં પાર;
ભોગ ભોગતેં ઇંદ્ર અપસરા, ત્રપ્તી નહીં લગાર.
ત્રપ્તી નહીં લગાર; જગતમેં.

જુઠા રંગ રૂપમેં ભુલી, ક્રિડા કરત ગમાર,
રૂપ વિર્ય બલ નાશ હુવા તબ, નહીં હે અપની નાર;
નહીં હે અપની નાર; જગતમેં.

પ્યારી મેરી જાની પીંગલા, કુબ રેહા એકતાર;
તોભી કીયા કૃતઘ્ની રાની, અશ્વપાલકું યાર.
અશ્વપાલકું યાર; જગતમેં.

અલ્પ બખ્તકા એહી તમાશા, દુખ હે અપરંપાર;
બેશક ઇસકા ત્યાગ કરો, નહિ તો પસતાના યાર.
નહિતો પસ્તાના યાર; જગતમેં.

એહી ભરથરી નાર ભરૂંસે, ભુલી હુવા ખુવાર;
એહી બિખસેં જગત શીખ દશેં, નવ ડુબો સંસાર.
નવ ડુબો સંસાર; જગતમેં.

પિંગળા—દાસી, પ્રાણનાથ પધાર્યા છે, હાયહાય! હવે કેમ કરૂં! કાળુંમુખ જઇ એને શું દેખાડું? હવે પગ કેમ ઉપડે!

કંથડનાથ—(ભરથરી) રાજા, ભરથરી ગાનાં બંધ કર, ઓર જલદી બોલ. કે માઈ બિક્ષા દે દે!

ભર્તૃહરી—(એ સાંભળી એકદમ) અલેક! માઇ બિક્ષા દે દે!

પિંગળા—હાય! હાય! હરે! હરે ભગવાન! આ માઇ કોને કહીને ઉભા છે! ચાલ હવે મુંઝાઇને બેસી રહીશ, તો આ વખત ફરી નહીં આવે, હિંમત ધરી એની પાસે જાઉં, અરે! કેમ

કરી એનો ભેખ ઉતરાવું! હે શંકર ભગવાન! મને સહાય કરજો!
(એમ કહી રાજાનું ચિતાકર્પણ કરવા શ્વેત સાડીપર બીજી એક
સારી ઓઢણી ઓઢી થોડાં અલંકાર પેહેરી દાસીને ભોજન બ-
નાવવાનું કહી નિચે ઉતરે છે ને નીચું જોઈ ઉભી રહી છે.

ભર્તૃહરી—(તેને જોઇને દ્વેષ રહીત દેખાવ તથા વચનથી) માઇ,
ભિક્ષા દે દે.

પિંગળા—(લજ્જા મુકી અત્યુગ્ર શોકમાં) અહો પ્રાણનાથ! આ
તમે શું કર્યું! અરે માઇ મુખથી—

ગજલ.

પીયા દીનનારે પડે બડા, એસા જુલ્મ કયું પલમે કરદીયા; ટેક.
જો, બદનકે રક્ષન લાખથે, વો બદન પરી અબ ખાખહે,
ઇસ ચશ્મસેંમે કેસેં દેખુ, ચશ્મ આપને તો ફુટા દીયા, પી.
એ કફની ધારન દેખકે, મુઝે જલ્ત આતસ દીલમે;
બેહાલ હોત હું દેખકે, તુંમને ભેખ ધારન ક્યું કીયા પી.

(અતી દિનતાથી પશ્ચાતાપ દર્શક મુદ્રાથીં) પ્રાણપતિ! મેં આ-
પના કોટી અપરાધ ર્ક્યાં! મેં વિશ્વાસઘાત કરી! મેં શિયળવૃતનો
ભંગ ર્ક્યો! મેં શ્યામ મુખ કરી ઉભય કુળ લજાવ્યાં! મેં તમારા
કાળજામાં કારી જખ્મ માર્યો! હું માહા પાતકી હું મહા વ્યભિ-
ચારીણી દૂષ્ટ દૂર્બુદ્ધિ, પણ એક અબળા જાત અંધતમ મોહમાં
પડેલી, અજ્ઞાન ચરણની દાસીના અપરાધ એક વાર ક્ષમા કરો!
અને આ ભેખ છે તે ઉતારો! પ્રાણપતિ, ખરી રીતે જોશો તો,
આ મારા અંતઃકરણમાંથી ઉભો થએલો અપરાધ નથી! મને
દેવે ભૂલ ખવરાવી છે! મને નીચ દૂર્યોધાએ આ જાળમાં ફસાવી
મારૂં સર્વસ્વ હણી નાંખ્યું; પ્રાથનાથ અંતઃકરણના ધર્મપર વિચાર
કરી એકવાર ક્ષમા કરો! દૈવને ઘટે કરવું, જેથી એના સંગે મારી
મ બગડી, પ્રાણનાથ લક્ષમાં લીયો!!
(પરમેશ્વર પ્રત્યે) રે જગદીશ્વરા, મને આટલું આયુષ્ય કેમ આપ્યું
કે ને લઘુવયમાં મૃત્યુ કેમ ન પમાડી કે હું મારા ધર્મ સ્વરૂપ પ્રા-

ણનાથને મહા દુખનું કારણ થઇ પડી ! અરે માતા તેં મને સ્તન પયપાન વખતે વિષપાન કેમ ન કરાવ્યું કે મેં કુળ લજ્જાને હણી નાંખી ! અરે પ્રાણનાથ ! આ દાસીના ગુનાની એકવાર માફી બક્ષીસ કરો ! આ વૈધવ્યને પ્રાપ્ત થએલી ઉજ્જેનીને સનાથ સોહાગણ કરો ! અરે આ સુની ઉજયનીની સંભાળ લીયો ! આ અતી આક્રંદ કરતી પ્રજાનું શાંતવન કરી પ્રતિપાલન કરો ! આ કપટ સ્વરૂપ પીંગળાએ જેનું સર્વ સુખ હણેલ તેવી આપની ત્રણસો રાણીઓના નિશ્વાસ પાપમાંથી મને મુક્ત કરો ! તથા અત્રે રહી તેમનેજ ખાતર ભિખ ઉતારો. તથા કોઇથી નવી પ્રીત જોડો ! પ્રાણનાથ આ સ્ત્રીઓનાં હૃદયને વિદારક એવો વિકટ વૈરાગ્ય વેગળો કરો ! હે માલવપતિ મનમાં કાંઇ પણ કરૂણા લાવો ! અરે હું ભૂલી ! મને યુવાવસ્થાએ ભૂલવી ! (એમ કહી અતી કરૂણામાં ગાય છે.)

રાગ ભરથરીનો.

( જનુંની જીવો રે ગોપીચંદની એ રાગ. )

ધીક યુવા ધીક મુંજને, ધીક કામ વિકારજી;
જેણેરે ભુલાવી મુને સત્યથી, કર્યા નીચ વીચારજી.
ભિખરે ઉતારો રાજા ભરથરી૦
ક્ષમા કરોરે રાજા રંકધું. નારી અજ્ઞાન જાતજી;
અન્ય વખત આવું નહીં કરૂં, લાજ્યાં માતને તાતજી.
ભિખરે ઉતારો રાજા ભરથરી૦

ભર્તૃહરી—

કપટ રૂપી રાણી પીંગળા, એ શું બોલે વચનજી;
રાજરે તજ્યું તુજ કારણે, જો વિચારીને મનજી.
ભિક્ષા દેને મૈયા પિંગળા૦
તુંરે ખોટી ખોટૂં રાજછે, ખોટો સારો સંસારજી;
અલખ જગાવું વને એકલો, જેથી પામું ઉદ્ધારજી.
ભિક્ષા દેને મૈયા પિંગળા૦

પિંગળા—

રહોતો રાજા રસોઇ કરૂં, જમતા જાઓ સ્વામિનાથજી;

ક્ષીરરે નીપજાવું ક્ષણ્ં એકમાં, જમીએ આપણ સાથજી.
ભિખરે ઉતારો રાજા ભરથરી૦
મહીરે કરાવું રંગમહોલમાં, રાખું ગુપ્ત અવાસજી;
જેમરે જાણે નહીં જગતમાં, કરશું ભોગ વિલાસજી.
ભિખરે ઉતારો રાજા ભરથરી૦

ભર્તૃહરી—

મેહેલરે તારાને રાણી શું કરૂં, કેવો ગુપ્ત આવાસજી;
ક્ષીરરે ભોજન તારૂં રાણી શું કરૂં, નથી ભોગની આશજી;
ભિક્ષા દેને મૈયા પિંગળા૦
વાસી જંગલના જોગી અમે, નહી ગ્રામમાં વાસજી;
વિષની વેલીથી અળગો રહું, નહી નારીનો પાસજી.
ભિક્ષા દેને મૈયા પિંગળા૦

પિંગળા—

એ શું બોલોછો રાજા સુલક્ષણા, મારા પ્રાણ આધારજી;
જોગણ રૂપે સાથે ફરૂં, નવ તરછોડો નારજી.
ભિખરે ઉતારો રાજા ભરથરી૦
ભગવાં જોઈ રાજા ભરથરી, દાવાનળ દીલ થાયજી;
માઇ કહો ન મારા કંથજી, લાગે દેહમાં લાયજી.
ભિખરે ઉતારો રાજા ભરથરી૦

ભર્તૃહરી—

વધુરે શું વદુ રાણી પિંગળા, કરૂં અરે કેટલો ઉચારજી;
બંધુરે જેવોરે બંધુ તજ્યો, માર્યો વચનનો મારજી.
હવેરે રાજને રાણી હું શું કરૂં૦
બંધુરે મારો લઘુ વિક્રમ, આદીતવત શુધ આપજી;
કુડુંરે કલંક પાપી પિંગળા, તેં મુકાવ્યું અમાપજી.
હવેરે રાજને રાણી હું શું કરૂં૦

પિંગળા—

અરધ દેહીરે રાજા અમતણી, અરે હવે થઇછે અંગારજી;

કામીરે અંધ પિંગળા પાપીણી, મૃતકને મારોમાં મારજી.
ભિખ્યરે ઉતારો રાજા ભરથરી૦
વાંકીરે વિધાતા મુને ભુલવી, લખીયા લેખ તેં લલાટજી;
આનુંરે પ્રાયશ્ચિત હવે હું શું કરૂં, મારગ આપો પૃથ્વી માતજી
ભિખ્યરે ઉતારો રાજા ભરથરી૦

ભર્તૃહરી—

ભુલરે ભ્રાતા મેં મોટી કરી, નવ કર્યો કાંઇ વિચારજી;
આરે દુષ્ટ ત્રિયા તંત્રથી, તારો કર્યો તિરસ્કારજી.
આરે જખમ જોગે નહીં જશે૦
ભ્રાતારે સરવ તું ભુલી જજે, ઘણો દીવો તુંને દોષજી;
ભિખ્યરે જોગીભાઇ તારો ભરથરી, રાખીશમાં રતીએ તું રોષજી.
આરે જખમ જોગે નહીં જશે૦

પિંગળા—

ત્રણસો નારીરે અન્ય આપની, માલવપતિ મહારાજજી;
એકને કારણ એને નવ તજો, પાપી પિંગળાને કાજજી;
ભિખ્યરે ઉતારો રાજા ભરથરી૦

ભર્તૃહરી—

મોહ છોડી દે રાણી પિંગળા, પ્રિતે કર સતસંગજી ;
સગુંરે નથી કોઇ કોઇનું, આ સંસાર પતંગજી.
ભિક્ષા દેને મૈયા પિંગળા૦
દેતી હું તો ભિક્ષા દે મુંને, નહીંકર કરૂં ગૃહ ત્યાગજી;
ગુરૂજી મારારે રોષે થશે, ચાલી જાય જમાતજી.
ભિક્ષા દેને મૈયા પિંગળા૦
ગંગા તટે રાણી ઘર કરો, નાઓ નિરમળ નીરજી;
ખાઓરે પીઓરે ધન વાવરો, જેથી થાય ઉધારજી.
ભિક્ષા દેને મૈયા પિંગળા૦

(પિંગળા ઘણું રૂદન કરે છે ત્યારે.)

**લાવણી.**

અબ તું મત રોયરે ઘેલી અબ તું મત રોય,

કામ જવાલમેં ફસી પ્રેમદા; સચ્ચા સ્નેહ નિવાર;
પલટ ગઇ પૃથ્વી આગતો તેં, મત ઊંહી દીન સંભારે  ધેન્રી૦
ભોગ વિલાસ તજી દે પ્યાસા, નહીંહે ઉનમે સાર,
અબ તું ભિક્ષા દે દે મૈયા, અવર બાત બિસાર.  ધેન્રી૦
શંકર ભજન કરો મૈયાતુમ, નહીં સ્થિરહે સંસાર;
ભોગ રોગમેં દોષ દ્રષ્ટિ કર, કર તું નિજ ઉદ્ધાર.  ધેન્રી૦

અરે પીંગળા, હવે મને ભિક્ષા દઇદે; નહીં તો હું આવ્યો જાઉંછું! કેમકે વખત ઘણું થઈ ગયો છે, તેથી મારા ગુરુ રોશે ભરાશે? તું મોહ છોડી ભિક્ષા આપી દે! અને શંકરનું ભજન કર કે જેણે કરીને તારો પણ ઉદ્ધાર થઇ જાય! (પછી રાડ નાખી દાસી પ્રત્યે) દાસી ભિક્ષા ભોજન તૈયાર કર્યાં હોય, તે જલદી નીચે લાવ? (એ સાંભળી દાસી નિચે લાવે છે. ને તે રાજાની ઝોળીમાં નાંખી એકદમ પૃથ્વી પર પછાટ ખાઇ! હાયરે ભગવાન, હરહર શંકરા એમ કહી પડે છે પછી દાસી તેને સાવધ કરી ધીમે ધીમે મેહેલપર લઈ જાય છે.)



## પ્રવેશ ૪ થો.

### સ્થળ—ત્રણે રાણીના મેહેલનો ચોક.

**યશોમાલતી, કમલાક્ષિ, ચંદ્રકલા, ને પછી ભરથરી, અબધુત વેશે તથા કથડનાથ પ્રવેશ કરેછે.**

**યશોમાલતિ**—એ ત્રણે પોતાના જોડાજોડ મેહેલ હોવાથી નિચે ચોકમાં ભેળી થઇને કમલાક્ષી પ્રત્યે) અરે કમલાક્ષી, આપણા પ્રાણનાથે, કહેછે કે ભેખ ધારન કર્યો! એ તુંને ખબર છે!

**કમલાક્ષી**—હા, બેન. ત્યારનું મેં તો અન્નોદક મુક્યું છે!

**ચંદ્રકલા**—ભલા, આપણી શોક પિંગળાએ એવું કર્મ કર્યું. તેમાં આપણો શો દોષ! આપણે શું કોઈ વાતમાં છીએ?

**યશોમાલતિ**—તેતો એના પાપના છાંટા આપણને ઉડ્યા પણ હવે શું થાય!

**ચંદ્રકલા**—જો જે હુંતો ગમે તેમ કરી રાજનને રોકી રાખીશ; જાવા નહીં દઉં.

**કમલાક્ષી**—આજના દીનનો તો મારે ત્યાં આવવા વારો હતો ને વ-ચમાં આમ થયું!

**યશોમાલતી**—રાજાની છમીની પુજા પછી મારે અનપાણી ખપેછે, એ કયાં તમથી અજાણ્યું છે ? તો મારા પતિવ્રત ધર્મને ન્યાય નહીં મળે ? મારૂં ચાલશે ત્યાં સુધી તો હુંએ નહીં જાવા દઉં!

**કમલાક્ષી**—સખી ચંદ્રકળા જંગલમાં જોગટાએ સ્વામીનાથનું ચિત્ત ફેરવી દીધું હશે !

**ચંદ્રકળા**—પણ હું તેમનું ચિત્ત ફેરવી દીધા વગર કેમ રહીશ ?જોજે.

**યશોમાલતિ**—હા છે તો ખરૂં. એ એકના સારૂં આપણો શો અપ-રાધ સખી ચંદ્રકલા. આપણાં પુર્વનાં પાપથી આ બનાવ બન્યો !

**ચંદ્રકળા**—એમાં આપણાં પાપ શેનાં. અંતઃકરણની પરિક્ષા કર્યા વગર પ્રાણનાથે પિંગળાપર વિશ્વાસ રાખ્યો તેનું પરિણામ આ થયું!

**યશોમાલતિ**—ત્યારે આપણાં અંતઃકરણની પરિક્ષા કયારે કરી હતી?

**કમળાક્ષી**—પરીક્ષા તો ધણીએ કરી હતી, ત્યારે તો વરસદીમ! આપણને ત્રણેને એક એકવાર દર્શન થતાં પણ આતો રૂપે ન-ખોદ વાળ્યુ.

**ચંદ્રકળા**—એનું તો પેલી પાતરના જેવું રૂપને આચાર હતાં એમાં શું મારાથી કયાં વધારે રૂપાળી છે ?

**કમળાક્ષી**—પણ રાજાજીનું મનડું એણે હર્યુંના! એમાં આપણી એટલી કચાશ,

**યશોમાલતિ**—એમાં આપણી કચાશ શાની ! પાણી ગ્રહણ કરીને પાંચ દિવસે ભેલા રહ્યા હોય તો પરીક્ષા થાય ! આતો આપણી ચાતુરી કે એકદી આવ્યા ન આવ્યા એ થતા હતા !

**ચંદ્રકળા**—ભલા રાખવી તો જોઇએ સૌને સરખે!

**કમળાક્ષી**—જોઇએ તો ઘણું એમ! પણ માતપિતા મોટા કુળે મો-ક્લ્યાં કે ત્રણસેંમાં ગણાવા ત્રણેને—

**યશોમાલતિ**—એવું બોલમાં, હવે એથી પતિવ્રતને બાધ-
**ચંદ્રકળા**—પતિવ્રતને એમાં બાધ શેનો હજુ ચાર દી થયાંને આ-
મ વૈરાગ લઈ ચાલ્યાં ગયા, તો અમારો ભવ બાળ્યાનું પાપ એ-
ને નહીં લાગે શું!
**કમળાક્ષી**—લાગવું તો જોઈએ, પણ હવે શું! લાગવું હતું તે તો
લાગી ચુક્યું!
ને પથ્યમાં
**કુંથડનાથ**—(ભર્તૃહરી પ્રતિ) માંગલે, દો તીન ઓર રાની પાસસે
ભિક્ષા, ક્યા હરકત હે! ગુરૂ જાને! ઓર રાનીયાંપર તેરા દિલ
રહા હોવે તો કીસકું ખબર! પિંગળા માઈને તો તુઝે સતાયાહે!
મગરે ઇધર દેખેં તેરી નજર ભરેથરી!
**ભર્તૃહરી**—કંથડનાથજી, ગુરૂ મચ્છેંદ્રનાથની કૃપાથી હવે ન લપટું.
**કમળાક્ષી**—(એ સાંભળી ચંદ્રકળા પ્રતિ) અરે ચંદ્રકળા! પ્રાણના-
થનું નામ લઇ કોઇએ બોલાવ્યા!
**ચંદ્રકળા**—એતો દૂષ્ટ કોઈ જોગટો હોય એવું જણાય છે! એનું
નખોદ જાજો!
**યશોમાલતિ**—હા હા બેન એતો ભિખ લઈને આવતા જણાય છે!
એ સાથેના જોગટાને તો મારીને અહીંથી કાઢવો!
**ચંદ્રકળા**—એમાં કાંઇ નહીં વળે! વચને વળશે તો વળશે બાકી કાં-
ઇ નહીં બને!
(એટલામાં રાજા ભરથરી તથા કંથડનાથ પ્રવેશ કરેછે)
**ભર્તૃહરી**—(યશોમાલતિના મહેલના દ્વારપાસે આવી) મૈયા યશોમા-
લતિ, ભિક્ષા દે દે.
**યશોમાલતી**— રાગ ઉપરનો.
રંક રાણી આ યશોમાલતી, એનો શુંછે અપરાધજી;
પૂરણ પતિવ્રત પાળતી, ઉર નાથ ભકિત અગાધજી.
ભિખરે ઉતારો રાજા ભરથરી.
**ભર્તૃહરી**—
શુણરે રાણી યશોમાલતી, તારો નથી અપરાધજી;

વાંકરે મારી કામવૃતિનો, પ્રેમ પિંગળાશું કીધજી.
ભિક્ષા દેને મૈયા મુજને૦

**યશોમાલતી—**

પાણીરે ગ્રહણ રાજા કર્યા પછી, દગો નવ દીધો નાથજી;
આરે શૃંગાર બાળેવેશમાં, આરે કંકણ છે હાથજી.
ભેખરે ઉતારો રાજા ભરથરી૦

**ભર્તૃહરી—**

હુંરે જોગી જંગલનો હવે, છોડ્યો આ સંસારજી;
પાણીરે ગ્રહણ મેં પ્રભુથી કર્યું, મોહતું છોડીદે હે નારજી.
ભિક્ષા દેને મૈયા મુજને૦

અરે મૈયા યશોમાલતિ, તું મને ભિક્ષા જલદી લાવી આપ; હવે હું ક્ષણવાર પણ વધારે તારા દ્વાર પાસે ઉભો રહેવાનો નથી! ચાલો કંથડનાથ બીજે—

**યશોમાલતી**—(એ સાંભળી ભિક્ષા પણ મારી લાવી નહીં આપું તો પસ્તાવો રહી જશે માટે એકદમ લાવુંછું એમ કહી લઇઆવી આપેછે ને પછી પછાટ ખાઈ પૃથ્વીપર રૂદન કરતી પડેછે )

**ભર્તૃહરી**—(તેની જોડેના કમલાક્ષીના મેહેલના દ્વાર પાસે ઉભા રહીને) મૈયા કમલાક્ષિ ભિક્ષા દે દે!

**કમલાક્ષિ—** રાગ ભરથરીનો.

વચન આપ્યું હતું આજે આવવા, આ કમલાક્ષિને મોલજી;
ભેખરે ધરીને રાજા આવીયા, કુડો કીધો તમે કોલજી.
ભેખરે ઉતારો રાજા ભરથરી૦

**ભર્તૃહરી—**

માયારે સાચી રાણી નવ માન તું, સુણ કમલાક્ષિ સુજાણજી;
પ્રિતીરે જગતની પીતલ ગણો, હરી પ્રેમ ખરૂં હેમ જાણજી.
ભિક્ષા દેને મૈયા મુજને૦

**કમલાક્ષિ—**

ધણીરે હોંસે મુજ માતાપીતા, તમને વરાવી ધરી વહાલજી;
આગ ન ઉઠાડો સૌના અંતરમાં, આમ ન કરોરે મહાલજી.
ભેખરે ઉતારો રાજા ભરથરી૦

ભર્તૃહરી—

વરાવી નથી તુજ માતા પીતા, પૂરવ સંચિતનો સંબંધજી;
તેહરે તોડાવ્યો રાણી પિંગલા, નથી હવે જગતનો બંધજી.
ભિક્ષા દેને મૈયા મુજને૦
આરાધું નિરંજન નાથને, થાઊં સમાધિસ્થ નારજી;
ગુરૂને ચરણુ તનમન અરપીયું, વિઘન કરે ન વિકારજી.
ભિક્ષા દેને મૈયા મુજને૦

(પછી કમલાક્ષિ ભિક્ષા લાવી આપે છે તે લઈ જોડે ચંદ્ર-કલાના મેહેલના આંગણા આગળ ઉભો રહેછે.)

ભર્તૃહરી--મૈયા ચંદ્રકલા ભિક્ષા દે દે !

ચંદ્રકળા—રાજાજી એ શું કહો છો !

રાગ ભરથરીનો.

નજર માલવ ભૂપ ભરથરી, કરો હુંછું નાનકડી નારજી;
ચુકી નથી કદી આ ચંદ્રકલા, સુખ નવ જાણ્યું સંસારજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરી—

સાચું રે ચતુર રાણી ચંદ્રકળા, તું છું નાનકડી નારજી;
સંબંધ તારો રાણી મેં તોડીઓ, સુખ નવ દીઠું તેં સંસારજી;
ભિક્ષા દેને મૈયા મુજને.

ચંદ્રકળા—(એ સાંભળી મસ્તક આગળ નીચું કરીને )

જદ્દા વો સાતમકું સજાવાર હું. એ રાગ.
રાજાજી જંગલમાં, ભલે તમે જાઓ;
પ્રથમ મુજને મારીને, સુખીયારે થાઓ.
લીધો જોગી વેશ, સકોમળ દેહ;
એકા એક અમને, શાને દીધો છેહ.
શું છે અપરાધ હમારો કહો,
વિના રે સબબ પ્યારા દિલને દહો.
ગયે નાંખું-હાય, જોગી પ્રાણનાથ;
અમો છું પતિવ્રતા, તુમારી સંગાથ.

નહીં બેસી રહીશું, ચાલીશું સંગ;
જીવતર હમારાં, કરો શાને ભંગ.

**ભર્તૃહરી**—( એ સાંભળી દિલમાં અસર પૂરી થઈ છે તોપણ દ્ર-ઢતાથી ઉતાવળે ) મૈયા જલદી ભિક્ષા આપ, હવે હું આંહી ઉભો રહી શકતો નથી !

જકો વાસી તમકું સજા વારહું.
અરે મૈયા નાહીં કરોરે વિલાપ,
આ સંસાર છે દુખ રૂપી અમાપ,
કીધો ત્યાગ મેં આ સંસારનો,
નહીં મોહ હવે તમો નારનો,
નહીં સંગ કાંઈ તમારૂં રે કામ,
ગ્રહે બેઠાં રટો હવે શીવ નામ,
જેથી ઉદ્ધાર તમારો થશે,
ક્ષણિક સંસાર સુખ ચાલ્યાં જશે.

**કંથડનાથ**—ક્યું રાજા એસી નરમ બાની બોલતા હે ! મોહમેં લુબ્ધ હો જાતા હે ! એસા હોવે તો બોલ દે.

**ભર્તૃહરી**—સદગુરૂ કૃપા ! કંથડનાથજી મોહ હવે કદી ન હોય !

**ચંદ્રકળા**—(વળી રાજાના મનપર અસર કરવા )

રાગ ઉપનો.

પ્યારીરે તમારી રાણી પિંગલા, કીધું કુડું એણે કામજી;
સંબંધ છેકરે એનો તજી હવે, રહો એક મ્હારડે ઠામજી;
ભિખરે ઉતારો રાજા ભરથરી.

**ભર્તૃહરી**—

લુબ્ધ ન થાઉં લલના જાતમાં, વચનો શુણી નવ દરૂં વાસજી;
ઝેર રે સારૂં રાણી ક્યાંથી સાંપડે, અંતે કરે એ વિનાશજી.
ભિક્ષા દેને મૈયા મુજને.

( પછી ચંદ્રકળા ભિક્ષા લાવી રાજાને આપી પૃથ્વીપર પડેછે.)

**કૃષ્ણાકુમારી**—( રાજા ભિક્ષા લઈ જવા માંડે છે, એટલામાં એક દમ મહેલમાંથી નિકળી ભરથરીની પૂત્રી કહેછે. ) પિતાજી !

સૌને ત્યાંથી ભિક્ષા લીધી, અને મારી ભિક્ષા લીધા વગર ચાલ્યા જશો !

**કંથડનાથ**—(એ સાંભળીને) ભરથરી, ઇસ્કી ભીક્ષા કાયકું નહીં લેતા, યહ બચ્ચેકું નહી સતાનાં.

**કૃષ્ણાકુમારી**— જફાવો સીતમકું સજાવાર હું. એ રાહ.

પિતાજી આ કોપ, તમે શો કર્યો,
જોગીવેશ બાપુ, શીદને ધર્યો;
મરી ગઇ છે માત, વળી જાઓ તાત;
પીતા ઓથ કોની છે, ઓર માનું માત.
દયા કાંઈ લાવો આ, છોરૂ પરે;
કૃપાપાત્ર હું છું, તમારૂં અરે.
લડાવશે લાડ, પછી મુને કોણ;
પ્યારી પૂત્રી આવો, કે' શેજ કોણ;
કુંવારી છું હું તો તમારી સુતા;
વરાવી નથી કીધાં, ભગવાં પીતા.
અરે મારે સંસારમાં નથી સાર;
પિતા જીવું તમારો, સંભારી પ્યાર.
ન બાપી કરી, બાપુ જાશો નહીં;
પીતા પાછળ નહીં, જીવું હું તો સહી.

**ભર્તૃહરી**— અરે કૃષ્ણા મારી ન દિલગીર થા;
પ્યારી પુત્રી મેહેલ, તું જા મારી બા.
કાલા ઘેલા બોલ, શુણાવો ન એન;
બેટા તુજને જોઈ નથી, રે' તું ચેન. અરે.
હવે કૃષ્ણા મુજને ન, જાણ તારો બાપ;
જોગી જાણી મુજને, તજી દે વિલાપ.
દીધી છે ભલામણ, મેં રૂડી રીતી;
પિતા રૂપ જાણે, પ્રધાન પ્રતીતી.
ઘણે લાડકોડે અને રૂડી રીત;
પરણાવશે તુજને, ચહી એહ ચીત.

જુઠી પ્રીત સંસાર સંબંધની;
તજી તે હમે, જાણી જોગીબની.
સુતા તું એ રટજે, નિરંજન નામ;
અવર કાંઈ નહીં આવે, તુજનેરે કામ.
અશાશ્વત દેહ, અમંગળ અતી;
તજી મોહ ભજજે, તું ઉમયાપતી.
એ છે મારી શીખ, સુતા સાચી જાણ;
બીજી વાતો જગતની, મિથ્યા પ્રમાણ.

બચ્ચા કૃશ્નાકુમારી, અબ તેં સત્વર ભિક્ષા દે દે.

**કૃશ્નાકુમારી**— રાગ ભૈરવી.

શુણો મારા પ્યારા પિતા, હું છું દીન, પુત્રી તમારી;
પ્યાર તજીને ભગવાંરે કીધાં, કોણ લાડેકોડે, હો વરાવે
હું છું કુંવારી-શુણો.
માતુ મરી ગઈ મુજનેરે મુકી, હવે હું જીવું છું,
પિતા તમારૂં હેત સંભારી-શુણો.

**કંથડનાથ**—ભરથરી, તેરી લડકીકા બિલાપ તો હમસેંભી સુના નહીં જાતા, ગુરૂ લજ્જા રખે, ચલ અબ.

**ભર્તૃહરી**—બચ્ચા અબ ભિક્ષા દે દે, તેરામેં અપવાદ નહીં કર સકતા.

(કૃશ્નાકુમારી ભિક્ષા આપી પૃથ્વીપર પડી રૂદન કરેછે. ને રાજા મહેલથી થોડે છેટે જઈ નિચે પ્રમાણે ગાયછે.)

રાગ ઉપરનો.

નારી રે ભરૂંસે નવ ભુલશો, વેગે થશેરે વિનાશજી;
ખોળેરે મુકીને શીશ કાટશે, પુરી એને વિષયની પ્યાસજી.
નારીરે ભરૂંસે નર નવ ભુલશો.
ન ગણે પુત્ર ન ગણે નાથને, ન ગણે માત ને તાતજી;
નગણી નારીરે સગું કોઈ નવ ગણે, ખરી એક ભોગની ખાંતજી.
નારીરે ભરૂંશે નર નવ ભુલશો.
દિલરે જોડો જ્યારે દંપતી, પવિત્ર રહી રાખો પ્યારજી;
નિતિએ સંસાર સુખ ભોગવો, ઇશ્વર કરશે ઉદ્ધારજી.
શુદ્ધ રે દિલ રાખો દંપતિ.

સોબત સારીમાં જીને રાખજો, નીતિ બોધ નીત્ય થાયજી;
તોરે સંસાર સારો સુધરશે, જન્મ સુખમાં તો જાયજી.
નારીરે ભરૂસે નર નવ ભુલશો.

(એટલું કહી રાજા ભરથરી, તથા કંથડનાથ એકદમ નિકળી જાયછે ને તે ગયા પછી પ્રધાન તથા સેનાપતિને ગામના માણસોને ખબર પડતાં ભારે કોલાહલ થાયછે, તથા રાજાનાં જોગીવેશ દરશન ન કર્યાં તેને માટે પસ્તાવો કરેછે ને છેવટ દાસીઓ, રાજા જીના સંબંધમાં જે ત્રણ કડીઓ ગાઇને નિકળી ગયા, તે આવ્યા ત્યારથી તે ગયા ત્યાં સુધીના બધા વૃતાંતની સાથે કહી સંભળાવે છે ને તે પરથી બોધ લેવા સૌ તે વચનો યાદ રાખી લે છે.)

## પ્રવેશ ૫ મો.

સ્થળ—મચ્છેંદ્રનાથનો આશ્રમ.

મચ્છેંદ્રનાથ, ગોરખનાથ, ઓઘડનાથ, લક્કડભારથી, અને પાછળથી ભર્તૃહરી તથ કંથડનાથ પ્રવેશ કરે છે.

**ઓઘડનાથ**—ક્યું લક્કડભારથી, રાજા હજુ આયા નહીં, મૈં જાનતાહું કે ફેર સંસારમેં લપટ ગયા!

**ગોરખનાથ**—ઓઘડનાથ, જ્ઞાનકા બડા અધિકારીહે, નહીં લપટેગા.

**ઓઘડનાથ**—ગુરૂકૃપાસે બચ જાવે! મગર પીછા આના કઠીન હે.

(એટલામાં ભર્તૃહરી નીચેનું તાન ગાતો ચાલ્યો આવેછે અને સાથે કંથડનાથ છે.)

(મન તું સમરન કરે હર નામ. એ ચાલ.)

ફના હે જગત સકલ હે ફના, ઉપરસેં એસ અજબ યહ બના.
નહિ હે નારી નેહ સચા; કામ યહ દેહીકા કચ્ચા;
મન મત લુભાનાં ઇસમેં, સાર બસ્તુ નહિ હે જીસમેં;
દેખને ગયા બીશ બેલી, લગાડત લાઈ રાની છેલી;
મચ્છંદર નામ મૂખસે રટું, મોહેમેં અબ કેસે લપટું.  ફના.
ભિક્ષા ગુરૂ માંગકે લાયા, શરન યહ ભરથરી આયા;
ક્ષમાકી બીશ ગુરૂ મેરા, ચેલા યહ આયા તુમેરા;

કૃપાકી દ્રષ્ટિ અબ કીજે, મંત્ર ભવ તારનકા દીજે;
જગતકી જ્વાલ બુઝાવોગે, કૃપાકર મુજ સાહોગે. ફના.

**ભર્તૃહરી**—(આવીને ગોરખનાથને વંદન કરી કહેછે) ગુરૂ ગોરખ-નાથજી, સદગુરૂ મચ્છંદ્રનાથની આજ્ઞા માફીક રાની પાસેથી ભિક્ષા માંગીને લાવ્યો.

**લક્કડનાથ**—અરે ગોરખનાથજી, વો તો જીધર તીધરસેં ભીક્ષા માંગકે લાયા હોગા; રાની પાસ ગયાભી નહીં હોગા; વહાંસે આના કઠીન હે!

**કુંથડનાથ**—અરે! ક્યું નહિ ગયા હોગા! હમ સંગ જાનેવાલે ક્યા કુછ અંધે થે? તુમકું ક્યા માલુમ હે! વહાં માઈ લોગને કેસા કેસા કલ્પાંત કીયા કે અપને ભેખ ધારીયોંકાભી હૃદય ઠીકાને નહિ રેહેવે! બસ બસ એક ગુરૂ મચ્છંદ્રનાથકી કૃપા હે સો બચતે હે; નાહીં તો માઇ લોકુંકા બિલાપ, ઉસકા દરશન, ઉસકા સુકંઠ શબ્દોચ્ચારે મોહજાલસે બચના મુશ્કિલ હે! ધન્ય હે રાજા ભરથરીકું! કે કેસા રાની પીંગલાકા બિલાપ ! સુનકે પથ્થરભી ફાટ જાવે, ઊસપરે બીલકુલ રાજાને લક્ષ નહિ દીયા; ઓર કાક બીષ્ટાવત ત્યાગ કર ચલા આયા! ધન્ય હે ઉસકી માત પીતાકુ!

**લક્કડનાથ**—અરે કંથડનાથજી, ક્યા ઉસકી બડાઈ કરતે હો ! તુમકું કલેજાકા કારી જખ્મ નહિ લગા હે! સંસારી ઝેરી પવનકા તુમકું અનુભવ નહિ હે ! વો જખ્મ જીંદગાની પર્યંત મેટને હારા નાંહીં, વો બાત ન્યારી હે જી ! બિનાં એસેઇ ખાલી સંસાર પર બૈરાગ નહીં હોતા !

**કુંથડનાથ**—ક્યા તુમ મિથ્યા બકવાદ કરતે હો, તુમારો સ્ત્રી મરગઇ ઘર થા વો જલ ગયા, લડકેભી મર ગયે. તબ તુમ મેરે ગુરૂ મચ્છેદ્રનાથકે શરન આયે હો એસા યહ રાજા ભરથરી નહિ હે! ઉસકુ તો તીનસો રાનીયાં હે. ઉસકી ઉપેક્ષા કરકે ઇધર આયા હે ! ! ! તુમારા જેસા મંદ બૈરાગ ઉસકા નહિ હે, એક છોટી રાની પંદરા બરસકી, ગુરૂ જાને ક્યા કલ્પાંત કર રહીથી, વો ચંદ્રકલા રંભા ઓર ઉર્બશી જેશી, કોન માઇકા પુત હે કે ઇસકી કટાક્ષસેં બચ જાવે ! !

**લક્કડનાથ**—ગોરખનાથજી, યહ કંથડનાથ કભી ગુરૂકા નામ ડુબાયગા; ઉસકું અસત્ય પદાર્થમેં સત્ય બુદ્ધિકી ભ્રાંતી રહજાતી હય.

**કંથડનાથ**—ગોરખનાથજી, ક્યા કરૂં કે યહ ગુરૂભાઈ હે, નહીંતો જુતી દીયા બીન છોડું નહિં, "ન મીલીનારી, ઓર સહજે બ્રહ્મચારી!" ઘરબાર ઓર છોકરે લડકે સબ મર ગયે, જલ ગયે તબ ગુરૂપાસ મંત્ર લેનેકું આયા, તેરે જેસે હમ નહિં હે.

**લકડભારથી**—ભાઈ હમને તો તિવ્ર બૈરાગસેં ભેખ લીયા હે.

**ગોરખનાથ**—સુનો લકડનાથ, ઓર કંથડનાથ;તુમ આપસ આપસમેં તકરાર મત કરો! ઉસ બાતકા ભેદ ઐસા હે કે જીને અચ્છી તરહસેં ભોગ ભોગા હે, ઓર જબ ઉસમેં દોષદ્રષ્ટિ પ્રાપ્ત ભઈ કે બૈરાગ લીયા. તો ઉસકા અચ્છી તરહસેં બૈરાગ ચલા જાતા હે, ક્યું કે ફેર ઉસકું ઉસ પદાર્થમેં મોહ નહિં રહતા હે!

**કંથડનાથ**—યહબાત બરાબર નહીં હે! બાલપનમેં જીસકુ તીવ્ર બૈરાગ હુવા હે; ઉસકાઈ ભેખ સચ્ચા હે, ક્યું કે જો પદાર્થ ઉને ભોગા નહીં, ઔર અનુભવ કીયા નહિ, ઉસકી ઇચ્છા કભી ઉસકું હોતી નહીં ઔર ઉસમેં મોહભી નહીં હોતા.

**ગોરખનાથ**—નાંહિ, નાંહિ, બડી ભુલ હે! દેખો તુમને બાલ્યાવસ્થામેં બૈરાગ લીયા હે તો જબ તુમકું ભોગકા પદાર્થ પ્રાપ્ત હોયગા, તબ તુમ લપટ જાઓગે; ક્યું કે મનકા એસાઇ સ્વભાવ હે; ભોગ ભોગે બીન ઉસકી તૃષ્ણા તૃપ્ત નહીં હોતી, ઔર યહ રાજા ભરથરી રાજપાટ, રાનીયાં, એસા બડા ભોગકે સાધનમેં દોષદ્રષ્ટિ દેખકર આયા હે તો ઉસકા બૈરાગ દૃઢ હુવા હે, સો કભી લપટેગા તોભી દોષદ્રષ્ટિ નજર આયગી, તબ ફેર સાવધાન હો જાયગા. તસ્માત તુમારેસેં યહ રાજા જ્ઞાનકા અધિકારી બડાહે એસા સમજના.

**લકડભારથી**—શાસ્ત્રકી રીતીસેં સનાતન ધર્મ ઐસા નહિહે, ગોરખનાથજી?

**ગોરખનાથ**—સુનો લકડભારથી, શાસ્ત્ર સંપ્રદાય એસાહે કે, જો યોગભ્રષ્ટ પુરૂષ હે ઉસકું બાલપનમેંભી બૈરાગ ઉત્પન હોતા હે, ક્યું

કે ઉસકે પુર્વ જન્મમેં નિષ્કામ કર્મ પરીપક્ત્વ હો ગયે હૈ, ઉસકા અંતઃકરન શુદ્ધ ભયા હૈ, ઔર કોઉ ભોગ દેનેવાલા બલીષ્ટ કર્મસેં ઉસકા જન્મ હુવા હૈ, ફેર સદ્ય જ્ઞાન હો જાતા હૈ! મગર ઐસે પુરૂષ લક્ષમેં એક હોતા હૈ.

**લખડભારથી**—કભી ફેર લપટ જાયગા તો કેસા હોયગા ?

**કુંથડનાથ**—તોભી ક્યા ? આગેં ગુરૂ સમર્થ હૈ!

**ગોરખનાથ**—હાં, સચ બાત હૈ, ફેર નિકાલનેકું ગુરૂ સમર્થ હૈ!

(એટલામાં મચ્છેંદ્રનાથ સમાધિમાંથી જાગૃત થાય છે.)

**ભર્તૃહરી**—(તુરત ઉઠીને) ગુરૂ મહારાજ, આ ભરથરી ચરનકમલમાં શીશ રાખે છે.

**મચ્છેંદ્રનાથ**—સત્ય નિરંજન! ક્યું બચ્ચા ભરથરી! તેં તેરી રાની પાસસે ભિક્ષા માંગકે લાયા?

**ભર્તૃહરી**—હાં, સદ્ગુરૂ આજ્ઞાથી ભિક્ષા માગીને આવ્યો, હવે ગુરૂ મંત્રની કૃપા કરો. ઔર યહ દુઃખરૂપ સંસાર સમુદ્રથી તારન મંત્ર નૌકા દેઇ પાર કરો, જગત પ્રપંચ રૂપ ચિરાક મારા હૃદયમાં બળે છે તે જ્ઞાનામૃતથી બુઝાવાની કૃપા કરો!

**મચ્છેંદ્રનાથ**—(ગોરખનાથને) ગોરખા ?

**ગોરખનાથ**—આજ્ઞા ગુરૂ!

**મચ્છેંદ્રનાથ**—યહ ભરથરીકા બૈરાગ કેસા હૈ ?

**ગોરખનાથ**—ગુરૂ મહારાજ, ઉસકા દ્રઢ બૈરાગ હૈ; ચાર સાધન સંયુક્ત હૈ, જ્ઞાનકા અધિકારી હૈ, કુછ થોરા બોત સંસારી પવન હોગા, મગર આગેં ગુરૂ સમર્થ હૈ!

**મચ્છેંદ્રનાથ**—સચ કહતા હૈ; ગોરખા, (પછી ભરથરીને) આજા, ભરથરી, કર્ણ મુદ્રામેં મંત્ર દે દઊં.

(પછી કાનમાં મંત્ર ભણી આપે છે, ને ભરથરી સમજ્યોહું. એમ દરશાવવા વાક્યે વાક્યે ડોકું ધુણાવતો જાય છે.)

ભજન કરો તુમ અલખ નિરંજન! યહ દ્રગ અંજન! હે ભવભંજન! પંચવિષયસેં મન સંકોચન! બ્રહ્માકારવૃતિ ભવમોચન!! દેખ બચ્ચા ભરથરી, યહ મંત્રસે અહનિશ અલખ નિરંજનકા

ધ્યાન લગાનાં, ઔર ચિતકું બિષયમેં કભી જાને નહીં દેના, ઔર યોગાભ્યાસ કર સદા બૈરાગમેં દ્રષ્ટિ ઔર બ્રહ્માકાર વૃતિ રખનાં.

**ભર્તૃહરી**—ગુરૂ મહારાજ વૈરાગ્યમાં વિચાર કેવી રીતે રાખવો.

**મચ્છેંદ્રનાથ**—દેખ બચ્ચા ભરથરી, યહ જગતકા માયાઇ પસારા અનાદિ કાલસે ચલા આતાહિ; સો સબ બાજીગરકે તંત્ર માફીક હે; યહ દ્રશ્ય પદાર્થ જો કુછ તેરી નજરૂં પડતા હે સો સબ જુઠે હે, ચોદ બ્રહ્માંડ તલક માયાકા જો કાર્ય હે, સો સબ નાશવાન હે, ઔર યહ પંચભુતનકા દેહ ક્ષણભંગુર હે બડા વિકારવાન હે! अस्तिजायते वर्धते, विपरिणमते, अपक्षीयते, विनश्यति, યહ સ્થુલ કે બિકારે હે, ઉસકા એક રંગ નહિ રહતા, ક્ષણ ક્ષણમે પલટ જાતા હે! ઔર મલ, મુત્ર રક્ત માંસ, મેદ અસ્થિ, મજ્જા, ઔર શુક્ર, ઉસકા યહ બના હે, ઉસમેં સાર બસ્તુ કોનસી હે ઉસકા બિચાર કરનાં, અપના મનકું બહોત સમઝાનાં કે હે મન! યહ નાશવંત પદાર્થમે ક્યા આસક્તિ કરતા હે? યહ શરીર શતસહસ્ત્ર વર્ષ રહા તોભી ક્યા? ચોદ ચોકડીકા રાજ મીલા તો ભી ક્યા? આખીર સબ અનિત્ય હે, ઔર યહ પંચ બિષય કે જો જો કાર્ય હે, સો સબ બડે દુખદાઇ હે, તરૂણી, તન, માતા, પિતા, સગાં સહોદર, ભ્રાતા ભગની સબ સ્વારથકી બાજી હે; અપને અપને સુખકે બાસ્તે સબકોઉ પ્રેયન કરતા હે, ઔર પ્રિય લગતા હે. સચા હોવે તો સંગ કયું નહીં ચલતા. બાસ્તે કોઉભી નિરસ્વાર્થ સચ્ચા સ્નેહી ઇસ જગતમેં નહીં હે, તસ્માત્ યહ અસત્ય, જડ, દુખરૂપ ક્ષણભંગુર દેહસેં, એક તીનકાલ અબાધિત, સચ્ચિદાનંદ સ્વરૂપ સત્ય બસ્તુ જબ પ્રાપ્ત હોતી હે, તબ વો સા સાધન કરનેમે બિલંબકિસ બાસ્તે કરનાં?

**ભર્તૃહરી**—ગુરૂરાજ, એવી કઇ વસ્તુમાં મનની સ્થિતિ કરવી.

**મચ્છેંદ્રનાથ**—દેખ બચ્ચા, અલખ નિરંજનકા જો તુઝે મંત્ર દીયા હે, ઉસમેં ઇસ્થિતિ કરનાં.

**ભર્તૃહરી**—ગુરૂ અલખ નિરંજનનું સ્વરૂપ કેવું સમજવું કે જેમાં હું સ્થિતિ કરૂં!

**મચ્છંદ્રનાથ**—અચ્છા અલખ નિરંજન, સર્વ વ્યાપક, સર્વ જગે સ્થિત હે, જગતકી ઉત્પતિ સ્થિતિ, ઓર લયકા કર્ત્તા હે, તબ ઉસકું સબલ બ્રહ્મ બોલતા હે, વો કર્ત્તાભી અકર્ત્તા હે, ઓર વો સર્વકા સાક્ષી, નિયંતા, દેશકાલ બસ્તુ પરિચ્છેદસે રહિત નિરાકાર હે, ઉસકે સાથ જીવકા પરમાત્મ સ્વરૂપ અભેદ હે.

**ભર્તૃહરી**—એવી નિરાલંબ વસ્તુ પરમાત્માથી જીવની પરમાત્મ સ્વરૂપની એકતા કેમ સંભવે?

**મચ્છંદ્રનાથ**—અચ્છા ભરથરી, મેં પંચીકરન બિચાર તુઝે સદા કહુંગા તબ માલુમ હોગા, યહ આત્મા, જો સ્થૂલ સૂક્ષ્મ કારન, મહાકારન, યહ ચાર દેહસેં ન્યારા ઓર જાગ્રત સ્વપ્ન, સુષુપ્તિ યહ તીન અવસ્થામેં એકહી અનુસ્યુત ઓર ઉસસે ન્યારા ઓર અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, ઓર આનંદમય, યહ પંચકોશમેંભી ન્યારા પરાપાર, તુર્યાતીત અનાદિ અનીર્વચની અનંતસાક્ષી કુટસ્થ આત્મા હે, ઉસકા તત્વમસિ વાકયસેં ઓર જહદા જહદ લક્ષનસે પરમાત્માકે સાથ અભેદ બનતા હે ઉસ બાસ્તે નિષ્કામ બુદ્ધિસેં તુઝકુ જો મંત્ર દીયા હે ઉસકા સદા જપ કરનાં. ઓર અનર્થકી નિવૃતિ ઓર પરમાનંદકી પ્રાપ્ત, યહ હેતુ દિલમેં રખનાં, ઓર ભરેથરી અબ તેં ભજનકા અધિકારી હે ઉસ બાસ્તે પરમાત્માકા જીસ સ્વરૂપમેં તેરી પ્રિતિ હોવે ઉસ ભજનમેં આરૂઢ હોજા.

**ભર્તૃહરી**—મારા અંતઃકરણની નિર્મળ ઉત્સાહ પુર્વક પ્રિતિ ભોળાનાથ શંકરમાં છે! તેની સમાધી લગાવું તો કેમ?

**મચ્છંદ્રનાથ**—તબ કયા, શંકર ઓર બિશ્નુમેં ભેદ સમજતા હે?

**ભર્તૃહરી**—

महेश्वरेवाजगतामधीश्वरे

जनार्दनेवाजगदांतरात्मनि
नवस्तुभेदप्रतिपत्तिरस्तिमे
तथापिभक्तिस्तरुणेंदुशेखरे.

જગતના ઇશ્વર શંકર વિશે અથવા જગતના અંતરાત્મા નારાયણ વિશે હું ભેદ ભાવ જાણુતો નથી તોપણ મને બાલચંદ્ર જેને કપાળમાં છે એવા શંકર વિશે ભક્તિ છે.

મચ્છંદ્રનાથ—બચ્ચા ભરથરી, ક્યા ભોલાનાથ શંકર ઔર ક્યા ચક્રધારી બિશ્નુ, અલખ નિરંજનસે ન્યારા નહિ હે. જીસમેં અપના દિલસેં રાગ હોવે ઉસકા ધ્યાન લગાનાં, મગર એસા દિલમેં સમજનાં કે સબહી પદાર્થમેં નામ ઔર રૂપ જુડા હે, ઔર અસ્તિભાતિ ઔર પ્રિય, યહ આત્માકા સ્વરૂપ સચ્ચા હે, બાચ્યાર્થ ત્યાગકે લક્ષ્યાર્થ ગ્રહણુ કરનાં મગર અબ તેં શંકરે ભજનકા અધિકારી હે, તો ઉસકાઇ એકાગ્ર ધ્યાન લગાનાં, ઔર આગે જબ તેરા અંતઃકરન શુદ્ધ હોયગા, તબ તેં નિર્વાણુ પદકું પ્રાપ્ત હો જાયગા, જો પદ બાનીકા બિશય નહિ હે, ઔર જહાં મનકી ગમ નહીં હે. અછા અબ તેં નિરંજન ભજનમેં આરૂઢ હોજા, ઔર હમભિ ઇધર સમાધિસ્થ હો જાતે હે.

(પછી પોતે ગુરૂની આજ્ઞાથી શંકરની સવિકલ્પ સમાધીમાં આરૂઢ થાય છે.)

ભર્તૃહરી—(થોડીવાર પછી ચિત્ત વિષયમાં પડી ગયું ત્યારે)

भिक्षाशनंतदपिनीरसमेकवारं
शय्याचभूःपरिजनोनिजदेहमात्रम्
वस्त्रंसुजीर्णशतखंडमयीचकंथा

हाहातथापिविषयान्नजहातिचेतः

ભીખી માગેલું, અને તે પણ વળી રસ વિનાનું અને તે વળી એકજવાર મળેછે, સેજને ઠેકાણે ધરતી અને આકરને ઠેકાણે ફક્ત પોતાનો દેહજ છે, અને ઘણા દિવસની જુની સો કડકા વાળી કંથા (ફાટેલી ગોદડી) એજ વસ્ત્ર, હાય હાય!! આટલું કષ્ટ છતાં ચિત્ત વિષયોને છોડતું નથી!!! અરે પુર્વ અભ્યાસનું એવુંજ પ્રબળ છે!

(પછી શંકર પ્રતિ વિનતિ કરેછે.)

एकाकीनिस्पृहःशांतःपाणिपात्रोदिगंबर
कदाशंभोभविष्यामि कर्मनिर्मूलनक्षमः

હે શંકર! એકલો તૃષ્ણા વગરનો શાંત હાથ તેજ પાત્ર છે. દિશારૂપી વસ્ત્ર પેહેરેલાં છે એવો હું કર્મને નિર્મુળ કરવામાં સમર્થ ક્યારે થઈશ?

(વળી ચિત્તને શિખામણ દેછે.)

पातालमाविशसियासिनभोविलंघ्य
दिग्मंडलंभ्रमसिमानस ! चापलेन
भ्रांत्यापिजातुविमलंकथमात्मलीनं
नब्रह्मसंस्मरसिनिर्वृतिमेषिकेन ?

હે! મન! ચપળતાથી તું પાતાળમાં પેસે છે, આકાશને ઉલંઘીને આગળ ચાલ્યું જાયછે, દિશાઓના મંડળમાં ભટકે છે, પોતામાં રહેલા નિર્મળ બ્રહ્મને ભ્રાંતિથી પણ કેમ સંભારતું નથી, અને તે સિવાય શાથી તું નિવૃતિ પામીશ?

થોડીવારે (ધ્યાનાવસ્થિત થતાં ચિત્ત પાછું લક્ષ્મિમાં ગયું ત્યારે)

હે! માતા લક્ષ્મિ, તું કોઈ બીજાને ભજ, મહારી ઇચ્છા કર માં, હવે અમે ભોગની દરકાર રાખતા નથી, અને દરકાર વિનાના લોકોને તારૂં શું કામછે? કેમ કે પવિત્ર ખાખરાના પાનના પડીયામાં ભિક્ષાથી મળેલા સાથવા વડે અમે અમારૂં ગુજરાન ચલાવવા ઇચ્છીએ છીએ.

( પછી ઘણા પ્રયાસે મનોનિગ્રહ થયા પછી વૃત્તિની સ્થિરતા જોઇને. )

कौपीनंशतखंडजर्ज्जरतरंकंथा
पुनस्तादृषी
नैश्चिंतंनिरपेक्षभैक्ष्यमशनं
निद्रास्मशानेवने
स्वातंत्र्येणनिरंकुशंविहरणं
शांतप्रशांतंमनः
स्थैर्यंयोगमहोत्सवेपिचयदित्रै
लोक्यराज्येनकिम्.

સો કટકા વાળી જુની લંગોટી, તેવીજ કંથા, ( ગોદડી ) વગર ચીંતાએ કોઇની અપેક્ષા નહી એવું ખાવાને ભિક્ષાન્ન મશાણની અંદર અથવા વનમાં નિદ્રા, સ્વતંત્રતાથી ઇચ્છા પ્રમાણે હરવું ફરવું, અત્યંત શાંત મન, અષ્ટાંગ યોગના મહોટા ઉત્સવમાં સ્થિરતા, જો આવી સ્થિતિ હોય તો ત્રિલોકીના રાજ્યથી શું વધારે? ખરેખર! રાજાઓથી અબધુત મુનીજનોને ઓછું સુખ નથી!!!

महीशय्याशय्याविपुलमुपधानंभुजलता,

वितानंचाकाशंव्यजनमनकूलोयमनिलः
स्फुरद्दीपश्चंद्रोविरतिवनितासंगमुदितः
सुखंशांतःशेतेमुनिरतनुभूतिर्नृपइव.

પૃથ્વીરૂપી સેજ, પોતાની ભુજારૂપી મોટું ઓશીકું, આકાશ રૂપી ચંદરવો, વેરાગરૂપી સ્ત્રીના સમાગમથી ખુશી રહેલો મુની ઘણી સંપત્તિવાળા રાજાની પેઠે સુખે સુવેછે.

(ક્ષણ માત્ર પણ યોગનું અદ્દભુત સુખ જોઈ પોતાના મન સાથે વિદ્વાનો પ્રતિઉક્તિ.)

भोगामेघवितानमध्यविलसत्सौ
दामिनीचंचला
आयुर्वायुविघट्टिताभ्रपटलीली
नाबुवद्भंगुरम्
लोलायौवनलालनातनुभृता
मित्याकलय्यद्रुतं
योगेधैर्यसमाधिसिद्धिसुलभेबु
द्धिंविदध्वंबुधाः

હે વિદ્વાનો ! સંસારના ભોગો વાદળાંના જથ્થાની અંદર પ્રકાશતી વીજળીના જેવા ચપળ છે, અને આયુષ, વાયુ એ જુદા પાડેલા વાદળાંના જથ્થામાં રહેલાં પાણીની પેઠે વિનાશવાળુ છે. પ્રાણીઓની જુવાનીની સ્થિતિ ચંચળ છે, એવું ધારીને ધીરજ,

સમાધિ, અને સિદ્ધિ જેથી સુલભ છે, એવા યોગમાં જલદી બુદ્ધિ કરો !

( મચ્છેંદ્રનાથ, તથા તેના શિષ્યો સમાધિમાંથી જાગૃત થાય છે, તથા ગુરૂની આજ્ઞાથી એક શિષ્ય ભર્તૃહરી જે થોડે છેટે ધ્યાનમાં બેઠો હતો તેને ધ્યાન મુક્ત કરી પાસે બોલાવી લાવેછે, ને મચ્છેંદ્રનાથ તેને પુછેછે. )

મચ્છેંદ્રનાથ—ક્યું બચ્ચા ભરથરી અબ ધ્યાન સાધના કેસીચલતી હે?

ભર્તૃહરી—( સમાધિમાંથી જાગૃત થઈ જેણે સમાધિમાં બ્રહ્માનંદ વૃતિનું અલૌકીક અને અનિર્વચનીય સુખ થોડીવાર અનુભવ્યું છે, તેથી આનંદમાં નિમગ્ન થઈને) સદગુરૂ મચ્છેંદ્રનાથ, આપે મારાપર અનુગ્રહ કરી કોઈ અલૌકીક સુખનો દેશ દેખાડ્યોછે જેનો મેં ક્ષણવાર અનુભવ કર્યો પણ હું જાણુંછું કે ચૌદ લોકના સુખની તુલ્યતા એની બરાબર નહીં થાય ! ગુરૂ પ્રથમ તો પંચવિષયમાં ચિત્ત દોડવા લાગ્યું પણ ઘણા પ્રયાસથી મનોનિગૃહ કરવા લાગ્યો તો પણ ચપળ ચિત્તે સ્થિરતા પકડી નહીં! અને—

મચ્છેંદ્રનાથ—દેખ બચ્ચા, તેરા યોગમેં નયા અભ્યાસ હે તો ચિત્ત અવશ્ય કરકે ચપલ રેહેગા, ક્યું કે યોગમેં લય ( આળસ અથવા નિંદ્રા ) બિક્ષેપ ( અંતઃકરણની બહીર્મુખવૃત્તિ ) કષાય ( રાગ દ્વેષાદિક દોષ ) ઓર રસાસ્વાદ એસે બડે બડે બિઘન હે. ઓર જબલગ રાક્ષિપ્રકા મુઢ ઓર વિક્ષિપ્ત અંતઃકરન હે. તબલગ ચિતકી સ્થિરતા નહિ હોતી, ઓર ચિત્ત જબ એકાગ્ર હો જાયગા, પુર્વ કર્મકે સંસ્કાર ઓર સ્મૃતિ જબ ઉદભુત નહિ હોયગી તબ નિરાવર્ન બ્રહ્માનંદ સુખ તુઝે પ્રાપ્ત હોયગા, ઓર તેરી અબ શંકર ભજનકે સાથ જો સમાધિ હે, સો સવિકલ્પ સમાધિ હે, ક્યું કે ઇસમેં તુઝે ત્રિપુટી પ્રતિત હોતી હે, ઇસકા ફલ તુઝે બહોત અભ્યાસસે આગે નિર્વિકલ્પ સમાધિરૂપ મીલેગા, ઓર તબ તેરે અંતઃકરનમેં કોઉભી સ્ફુરન ઉદભુત નહીં હોગા, ઓર તબ તેં એક રસ પરીપુર્ણ સચ્ચિદાનંદ સ્વરૂપ સ્વયં જ્યોતિ બ્ર-

બ્રહ્મમેં નિમગ્ન હો જાયગા, ઔર તેં જીવનમુક્ત પદકું પ્રાપ્ત હોયગા. ઐસી મેરી આશિષ હે! ( તેના શિરપર હાથ મુકીને ) બચ્ચા ભરથરી અબ તેં તેરી ઇચ્છામેં હોવે ઉસ સ્થાન પ્રત્યે જાકર યોગાભ્યાસ કર. ઔર તેરે જપતપમેં જબ બિઘ્ન હોવે તબ મુઝકું યાદ કરનાં.

ભર્તૃહરી—સત્ય નિરંજન, સદગુરૂ આપની કૃપાથી તે અદભુત સુખ મુને પ્રાપ્ત થશે, એવો મારા મનને નિશ્ચય છે.

મચ્છેંદ્રનાથ—અચ્છા બચ્ચા ભરથરી! અબ તેરા ઔર બિશેષ ક્યા પ્રિય કરૂં બોલ?

ભર્તૃહરી—સદગુરૂ, આપની કૃપા તથા વચન સિદ્ધિથી—

રાગ કલ્યાણ.

ભરતભૂમિમાં, સદા થાઓ એ મતિ, શૂદ્ધ હૃદય રાખી જોડે પ્રિતિ દંપતિ.

પતિ પ્રભુ બે સમાન એવી, સતી નારીઓ થાઓ;
તેવી તદરૂપ નિર્મળ પ્રિતિ, સ્વામિની જોડાઓ. ભરત.
પતીવ્રત રાખી પવિત્ર રહેતી, સતી શીરોમણ આપ;
યોગ્યવયી ગુણ રૂપ શીલ, જોડાં જામો નિષ્પાપ. ભરત.
ગ્રહસ્થાશ્રમ સુખ નિતિએ ભોગે, આનંદમાં દિનજાઓ;
સંપી, ઉદ્યોગી, સંતોષે, જગદીશ્વર ગુણ ગાઓ. ભરત.
કુસંપ દ્વેષ ઉર આરત સઘળી, જલદી નાશી જાઓ;
ધર્મ અર્થની પ્રાપ્તિ થઈ, ઉદ્ધાર સકલનો થાઓ. ભરત.
પ્રજા પૂત્રવત્ પાળે એવા, ન્યાયી નૃપતિ થાઓ;
સ્વદેશ હિતમાં શરીર અરપે, એ શૂરવીર દેખાઓ. ભરત.
અનૂકુળ વૃષ્ટિ વરશો, ધન ધાન્ય પૂત્ર પરિવાર;
સંપત્તિમાં સમદ્રષ્ટિ ને, વિપત્તિમાં હુશીયાર. ભરત.

સંસારીને ચાર પદારથ, પૂરણ પ્રાપ્તજ થાઓ;
ત્યાગીને શિવ સમાધી લાગો, શાંતિમાં દિન જાઓ. ભરત.

**મચ્છેંદ્રનાથ**—તથાસ્તુ !!!

(એટલું કહ્યા પછી મચ્છેંદ્રનાથ, તથા તેના શિષ્યો જઈ ધ્યાનારૂઢ થાય છે, ને ભર્તૃહરીએ તેના ગુરૂની આજ્ઞા લઈ ઉજ્જયીનીથી થોડે અંતરે એક ગુફામાં ગુપ્ત જઈ સમાધી લગાવી યોગાભ્યાસ પરીપક્વ કરવા માંડ્યો.)

(અંક ૫ મો સમાપ્ત.)

